# જમાનો - - જમાનો

ચેતન રાઠવા

ગયો જમાનો અભણનો, આવ્યો જમાનો ભણતરનો, ભણતર વિના નહી ચાલે રે ભાઇ નહી ચાલે

જઇ દુકાને આંગળા ગણું, આવ્યો જમાનો હિસાબનો, હિસાબ વિના નહી ચાલે...

જઇ મજુરી દિવસો ગણું, આવ્યો જમાનો હાજરીનો હાજરી વિના નહી ચાલે...

જઇ સરકારમાં અંગુઠો પાડુ, આવ્યો જમાનો સહિનો સહિ વિના નહી ચાલે રે...

જઇ સરકારમાં ફરિયાદ કરુ, આવ્યો જમાનો કાયદાનો કાયદા વિના નહી ચાલે...

આપે ટપાલી કાગળિયા, આવ્યો જમાનો વાંચવાનો વાંચ્યા વિના નહી ચાલે...

જઇ ટાવરે સમય પુછુ, આવ્યો જમાનો ઉતાવળો ઉતાવળ વિના નહી ચાલે...

જઇ ડેપે બસ પુછુ, આવ્યો જમાનો નંબરનો નંબર વિના નહી ચાલે...

ભાઇબંધ મળે ભણતર પુછેં, આવ્યો જમાનો અભ્યાસનો અભ્યાસ વિના નહી ચાલે...

હોય ભણેલો દુનિયા ફરે, આવ્યો જમાનો પરદેશી પરદેશ વિના નહી ચાલે...

દુનિયા બોલે લાખો ભાષા, આવ્યો જમાનો સમજણનો સમજણ વિના નહી ચાલે...

દુનિયા ચલવે લાખો મશીન, આવ્યો જમાનો કારીગરનો કારીગર વિના નહી ચાલે

દુનિયા પાડે લાખો ફાટા, આવ્યો જમાનો એકતાનો એકતા વિના નહી ચાલે રે ભાઇ નહી ચાલે.

# ઢોલ

## આદિવાસી ચેતનાનું સામયિક

મુખ્ય સંપાદક
અરુણા જોશી

રાઠવી આવૃત્તિના સંપાદક
સુભાષ ઈશાઈ
નારણભાઈ રાઠવા
હેમસિંગભાઈ રાઠવા
ચેતનભાઈ રાઠવા

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર

**ઢોલ : આદિવાસી ચેતનાનું સામયિક**
**રાઠવી : અંક ૬ : ફેબ્રુઆરી ૨૦૦૩**

પ્રકાશક
**ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર**
૬, યુનાઈટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે,
વડોદરા-૩૯૦ ૦૦૭

મુદ્રક
**આકાર ઑફસેટ**
દાંડીયા બજાર, વડોદરા-૩૯૦ ૦૦૧

મુખપૃષ્ઠ
**જ્યોતિ ભટ્ટ**

મૂલ્ય
**પ્રતિ અંક રૂા. ૧૫/- (+ રૂા. ૫ જ્યાં જરૂરી હોય ત્યાં, ટપાલખર્ચ માટે)**

1034

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

વહાલા વાંસનાર,

'ઢોલ' સોપળી બારે પાડતે હમુને ઘણો આનંદ થાય સે. આ પેહલાની 'ઢોલ' સોપળી બદા વારૂ વખાણેલી સે તેમ આયી સોપળી હોત બદાને ગમહે જ. હાલ આયી સોપળીમાં ઘણા ફેરફાર કરલા સે. 'ઢોલ' સોપળીને વદાર માતી કરવા નવા બે સહસંપાદક રાખવામે આવલા સે. તેજગઢના 'ભાષા કેન્દ્ર' મે જ કામ કરતા નારણભાઇ રાઠવા ને ચેતનભાઇ રાઠવા હાલ આયી સોપળી હોર કામ કરહે એતરે તમુને વદાર ને વદાર વારૂ વાતુ આયી સોપળીમે વાંસવા મલહે ને નવું નવું જાણવા મલહે. આ વખતની સોપળીમે હોત પેહલે કરતે ઘણી નવી વાતુ કરવામેં આવલી સે. એતરૂજ ની પુણ આપળા આદિવાસી પોર્યા-પોરાય ને સરકાર કેવી કેવી ને કેત્રી કેત્રી મદત આલે સે તે ને બચત કરવાની હમજણ, વગડાના ઝાળવાના ઓહળો, બીલખુ ઓણવામે પેલવાણ એવ્યા દિનેશભાયની વાત, જુનલા જમાણાના રાજા બાબજીની વાત ને હગાથ-હગાથ ગીત વાંસીન તમુ બરાબર ફાયદો લીજો.

આદિવાસી સમાજ જે આ દેહનો પેહલો સમાજ સે. એતરૂ જ ની પુણ આ દેહને અગોળ લાવ્વા મેં આદિવાસીએ જે કામુ કરલા સે તે ભુલીન બદા આજે આદિવાસી સમાજને પછાત ગણે સે તે બંધ કરવાનું કામ આદિવાસીના હાથુમેં જ રેલુ સે. એતરૂજ ની પુણ સેરિયા કરતે આદિવાસી બદી રીતે રેવામેં, ખાવામેં, જીવ્વામેં અગોળ સે તે હાવ બતાવા પડહે. આદિવાસી સંસ્કૃતિની હાચી ઓળખાણ આલવા આપળે આદિવાશ્યું જ અગોળ આવીન કામ કરવુ પડહે ને એતરા હોર જ આવી 'ઢોલ' સોપળી અલેગ અલેગ આદિવાસી ભાષામે બારે પાડવામેં આવે સે. આદિવાસી સમાજને સંસ્કૃતિની હાચી ઓળખ 'ઢોલ' સોપળી યા આજે દેહને અને દુનિયાને થી રેલી સે. હમુ તમુને પુછા કીયે સે કે તમારી જે કાંઇ આબદા હોય તમારે તમારો અવાજ બદે પોંસાળવો હોય તો હમુને લખી મોકલો, 'ઢોલ' સોપળીમે તે છાપીન હમુ તમારો અવાજ બદે પહોંચાડહુ ને દેહને અને દુનિયાને હાચો આદિવાસી કોણ તીની ઓળખાણ આલહુ. હમુને ખાતરી સે કે આવી સોપળી હોત તમુને પેહલાની જેમ જ ગમહે. આવી સોપળી તમુને કેવી લાયગી તે જરૂર હમુને લખજો એતરે હમુ તીને વદાર માતી કરહુ ને તમુને વદાર ગમે ને જાણવાનું મલે એવુ તીમે છાપહુ. તમારા કાગોળની રાહ જોવા.

નારણભાઈ રાઠવા, હેમસિંગભાઈ રાઠવા અને ચૈતનભાઈ રાઠવા

# ભાષા અન રીત-રિવાજ

સોનલ રાઠવા

મોનસની બુધ્ધિને લાગતો કોઇપુન પ્રકારનો બુધ્ધિનો વિકાસ તરત થીયો ની. ઘણા-બધો મોનહોના જીવનમે પેહલા જે બુધ્ધિનો વિકાસ થીયો સે. તેર્યા "ભાષા" નો.

જનમ પછી છોરૂં પેહલા ઇયાળીની હંગાથ રેય સે. અન માડી (ઇયાળી) હંગાથ છોરૂ માડીની વચમે નજર અને ઇશારાથી એક માડીની હમજ ઉભી કરે સે. પુન માડીની નજર હમજ એહ છોરાની જીવનની પેહલી ભાશા કી હંકાય, તીમા કોઇ શબ્દ સે, અક્ષર ની હોતા, પુન ઘણા બદા મોનહોના જીવનનો આ તબક્કો એ બિનશાબ્દીક બુધ્ધિ હોય સે. તીમા કોઇપુન પ્રકારના શબ્દો કે અક્ષરોનો ઉપયોગ થતો ની. પુન જેમ - જેમ છોરો મોટા થતો જાય, તેર તીની બુધ્ધિ નો વધારે થાય સે, પુન આ બુધ્ધિને કેવુ કેવી રીતે? અન પ્રશ્નના જવાબ કી હકાય કે "ભાશા" થી જ પેહલામાં પેહલી છોરાને એકે-બે અક્ષરથી પુતાની બુધ્ધિને અનુભવુ કે દીયાથી ભાળીને કી હંકાય.

એક વાત કરીએ તો "મા" "ડી" જેવા અક્ષર બોલે સે. તીનાની હંગાથ છોરૂ વધાર ટેમ રેય સે, તે માહિતી દીયાને ભાળે સે, એહ્લે માડી ની હંગાથ દીયા, પ્રેમ, હુંફાળો માડીની હંગાથ વધારે મલે સે, એહ્લે છોરૂ વધારે ને વધારે માડી જેમ કરે તેમ કરે સે, તીમા વધાર માડી ની "ભાશા" મેળ હોય સે, અન શિખે સે, ધીરે ધીરે તે પુતાના વેપાર વર્તન્ મે તીનો વધાર ઉપયોગ કરે સે. એહ્લે આપુન આપુન ભાશાને "માડીની ભાશા" એમ કીએ સે.

આપુન વાતુ કરીએ કે બધો મોનહો ભાળી હકીએ કે બાદ અન માડીની ભાશા અલેગ-અલેગ હોહે, તો છોરૂ પુતાની માડી ની ભાશા (અવાજ) વહેલો શીખી લેહે, જો કે માડી રાઠવી ભાશામે બોલતી હોહે અન બારૂ ગુજરાતી મે બોલતો હોહે તો છોરૂ તરત માડીનો અવાજ શીખી લેહે, અન પછેન છોરૂ ગુજરાતી શીખી લેહે, ઓની પરથી અનુમોન કરી હકીએ કે જીવન મે જેહ્લુ માડીનુ મૌન સે, તેહ્લુ પુતાની માડીના અવાજ મે રેય સે, છોરૂ પુતાની માડી હંગાથ ની હુંફ, પ્રેમ, દીયા લેઅ સે, તેવી જ રીતુ મે મોનહ પુતાના વિચાર સેલાઇથી કરે સે, જે મોનહ હંગાથ પુતાની માડી ની ભાશા હોહે તે મોનહ ગમે તો, ગમે તેહ પુતાનો અવાજ કાઢી હકે સે, તેર ગમે તે મોનહ સેલાઇથી જીતી હકે સે. ભાશા એચલી હોવી કે મોનહના મોડા મેંથી, હાંભળવામે મોનહનો અવાજ રીત-રિવાજ અન તીનાની જીવવાની રીત ની ખબેર પડે સે. એહ્લે જો સંસ્કૃતિ ને રાખવી હોહે તો પેહ્લા ભાશાને રાખવી પડહે. ભાશા જો ખોવાઇ જહે તો પોતાના સમાજમે ઘણું અઘરૂ પડહે, કારણ કે ભાશા ભુલાઇ જહે તો ઇતિહાસને જોનવામે, ઘણી મુશ્કેલી પડહે, હમના અનુભવ પેરથી ખબેર આવે કે ઘણા વરહો પહેલાની સંસ્કૃતિની છાપો, વસ્તુઓ, લીપીઓ મલી આવે સે. પુન તીનાને હમજવુ, તીના વિષે જોણવુ ઘણું મુશ્કેલ થઇ પડહે, કેમ ? કારણ કે વરહો પેહલાની ભાશા, લિપી, કોઇને આવડતી ની. જો પેઠીની પેઠી, આઇ ભાષા

ચાલતી આવતી હોહે તો બધો મોનહોને, સમાજ પુતાના ઇતિહાસને એલ્લી રીતુમે હમજી હકે. અણ જોણી હકે. પુન હમનેના દેખજો આઇ મુશ્કેલી જેવા ની મલતી. કારણ કે સીધું સે કે સમાજ અન સંસ્કૃતિ મે ખુબ ભાષાની લુપ્તતા. આ ભુસાઇ જહે. જતી ભાશાને મોનહ ઇચ્છા કરે તો પુન વરહો જુનો ઇતિહાસ જોણી હકતો ની. તેઓ લખવામે ની મળતો. પુન પથ્થરના રૂપમે રી જહે.

આયા સમય મે ભાળવા જીએ તેર ખબેર પડહે કે રૂપ્યેનો ટેમ ની ''માડી'' ની ભાષા ભૂલાતી જાય સે. એતરે આવી જ મુશ્કેલીઓ રેહે તેર મોનહોનું જીવન ઘણું અઘરૂ પડહે, એયુ પુન બને કે ભાશાની હોહે તો બે પેઠી વચમે વેપાર, સંબધ પુન જગા વધતી ભાળવા મલહે, જેવીક રીતે કે ડાયાની ભાષા પોર્યો હમજી ની હકે, આવી ગુંચવાળાવાળી મુશ્કેલીમે મોનહ - મોનહની, ની રી હકે, તેઆ એક મશીન બનીકને રેહે, તીમા દુઃખ પડહે, સુખ મલહે, અકરાઇ જહે, ઘણા બધા વેગનો આવહે.

•



# આદિવાસી સમાજની
# પેહેલાની જીવાની રીત કેહલી હુતી?
# હમને કેહલી હોવી?

અર્જુન રાઠવા

આદિવાસી સમાજમે પેઢીઓની-પેઢીઓ હોયજી. પૂણ લુકમે કોઇ દાહડે માંદા પડતા ની હુતા એતરે કે આદિવાસી મોટલા ભાગે જંગલમે રહેતા હતા જંગલના રાજા પુન હુતા એતરે થોડી ખેતી કરતેલા અને બાકીનો ખોરાક જંગલ મેથી હોદી કાઢતેલા કેમ કે જંગલોમે જોઈતુ હુતુ મળેતલુ તેનાથી કોઇ રોગ પુણ થતેલો ની અને ખેતી કરતેલા તીમે પુણ દેશી ખાતર વાપરતેલા અને જે ઘણા પકવતેલા તીમે રોગ રક્ષણ કરવાની શક્તિ હુતી કેમ કે આદિવાસી પહેલા પોતાની દાણ દળવાની ઘંટી પોતાને ઘેર હમને ખેતીમે જે બાહરના પાકની શરૂઆત થવાથી વાવેતર બીજા પાકો વાવમે આવેસે અને તેની કૃત્રિમ ખાતર વધારે જોઇએ એતરે પાકે વધારે સે. એતરે ધીમે ધીમે લોકો તેને પસંદ કરવા માંડેલા સે, પુણ જે ગુણકારક દાણા જવા બાઝેલા સે.

હાવ પોતે દળીને ખાતેલા તેની જગા પોર અનાજ દળવાની ઘંટી લાઇટ થી ચાલે સે, એતરે તેની ઘંટીનો ઉપયોગ કરવા લાગેલા સે. પુણ તીનામે જે અનાજ મે તત્વર રેલુ સે, તે દળાઇ ને બળી જાય સે, અન ખાવામે વિટામીન મળતુ ની, એતરે માણહુંને કેતરાક રોગો થવા માંડ્યા સે, બીજી રીતે ફર્ટિલાઇઝર ખાતર વાપરવાથી પુણ કમળો, સાંધા દુખવા જેવા કેતરાક રોગો થવા માંડ્યા સે. એતરે દાહડે-દાહડે જે જુના પાકો, જંગલી દવાઓ, ખાતરો ભુલાઈ રેલા સે, એતરે એહલી વાત હોવા માંડી સે.

એક પાહે લાકડા વેપાર કરવાવાળા લોકું જંગલોવાળા કાપીને વેચવાવાળા વેપાર કરી રેલા સે, એતરે વહરાત ઓછો થવા માંડ્યા સે. અને જંગલ ની જે ખાવા બનાવવા ની વાત હુતી તે પણ ઝાડ કપાઇ જેલા સે, એતરે દા બનતીની. અન જે જંગલો મે રેવાવાળા ને મળતુ ની એક પાહે જંગલોનો નાસ થવા લાગ્યા અન એક પાહે ફર્ટિલાઇઝરનો વધુ ઉપયોગ કરવા લાગ્યા, તેરથી આ દેહના આદિવાસીની રીતે પેહલા ની કરતા હમને બગડવા લાગી સે, એની વાત મે કોઇપણ સરકાર નિષ્ફળ જેલી સે.

હાલના જમાનામે આદિવાસી સમાજમે એહલી વાત થવા માંડી સે કે ગામડે-ગામડે બહારનુ બિયારણો, ખાતરોનો ઉપયોગ હોઇ રેલો સે. એતરે જુની ખેતીની રીત બદલવા માંડી સે, અને દાહડે-દાહડે નવલા-નવલા રોગો, મરણના આંકડા વધવા લાગેલા સે. અને ગામડાની જે સાચ વસ્તુને ભુલવા લાગ્યા સે. કહી કે બહારની વસ્તુઓ ગામડામે પહોચાડવાથી હીના બજારીયા ને વારુ ફાયદો હોવે સે, ને ગામડા વાળાને નુકશાન હોવા લાગેલુ સે. એતરે મારી વાત એતરી સે કે હાવની જે બહારની વસ્તુ સે. તે આપણે વારુ લાગે સે, પણ પાછળના દાહડામે નુકશાન હોવે સે. એહલી વાત મને થવા લાગેલી સે, એતરે કે જમાનો બદલાય તેર અમુક વસ્તુ અપનાવી જોઇએ, પુણ આપણી અસલી વસ્તુને ભુલીકને ખરાબ વસ્તુને ની પસંદ કરવુ જોઇએ.

આપણી વારલી ખેતીવાડી મેકીને શેરમે ગટરની ગોબરી જગામે રહીકને મંજુરી કરવાનુ ની પસંદ કરવુ, આપણી ખેતી મે બારે માહ ખેતી થાય એહલી પાણીની સગવડ જાતે ઉભી કરવી જોહે, એનામે કોઈ બહારના ની કરવા આવે, એતરે કોઇની વાટ ભાયડા વગર પુતાનું કોમ પુતે કરવા જેહલી વાત મે કરવા બાઝી રેલા સે. તેર આપણા પુસળના દાહડા વારુ આવહે, અન વારુત ભણતર મળે અને વારુ દવા ખેતીની સગવડ, ભુખમરો જેવી વસ્તુ દૂર હોવે અન આદિવાસી સમાજ પુણબીજા સમાજ હરખાણીમે આવી હકે અન હાચલો ન્યાય મળે, કાયદાઓ કોઇ ખૂંચવી ન લે તેની લીધે એતરી વાતો લખવાનો મારો વારલો ઈરાદો હોયો.

•



# હેહલ્યું વાર્તા

નારાયણ રાઠવા

એક હેહલ્યુ હુ તુ તેયું પીપળાના થડુમે રહતેલું. એક દાડે 'વા' આવ્યો, તેર હેહલ્યુ હુતેલું તેર પીપેળ પરથી પાયડું હેહલ્યા પોર પયડું, હેહલ્યાભાય ભડકીને નાઠો. નાહતે નાહતે હોમે ખોખળી બુન મયલી તેર ખોખળી બુન પુછ્યુ કે હાહલાભાઈ હાહલાભાઈ કો કરવા આહ્ની બધી જોરમે ફાર મેયલી? તેર હેહલ્યાભાઈ કેવા લાજ્યો

પીપળભાઈ ની ઘાડ આપવી, ડીલ પોર ફળિયા ફસો ફસ લાજ્યા ખોખળીબુન કહેવા લાજી કે આજનો દહાડો ઓહ રોકાય જા, પછીન હાહલાભાઈ કહેવા લાજ્યો મે ખમ હુ! ખોખળીબુન કહેવા લાજી કે આજે મારો વારો પુન કાલે તારો વારો, હાહાલાભાઈ અને ખોખળીબુન હુઈ જા, હાહાલાભાય રાતે ઉઠીને ખોખળીબુનના ફોન ખાઈકને નાઠો.

નાહતા નાહતા વોંદરાભાય મયલા, પેટમે હરિયો ફસો ફસ વોંદરાભાય કહવા લાજ્યા કે આજનો દહાડો, રાત હુય રે, તર હાહલાભાય કહેવા લાજ્યો, મે ખમ હુ? વોંદરાભાય કહેવા લાજ્યો આજ મારો વારો અન કાલ તારો વારો, એમં કરીકને બેઉજણાં હુઈ જા, હાહાલાભાઈ રાતે ઉઠીકને વોંદરાભાઈ ના હોઠ કેળીક ખાઈક ને નાઠો,

નાહતા નાહતા રીંછળીબુન ભેગાઈ, રીંછળીબુન પુછવા લાગી કે હાહલાભાઈ હાહલાભાઈ કો કરવા આહ્ની બધી જોરમે ફાર મેયંલી? હાહલાભાઈ કહેવા લાજ્યો કે

પીપળભાઈની ઘાડ આપવી પેટમે હળિયા ફસોફસ લાજ્યા રીંછળીબુન કહેવા લાજી, રપટીને થાકી જ્યો હોહે, આજનોં દહાડો રાત હુયરે, હાહલાભાઈ બોલ્યો મે ખમ હુ? રીંછળીબુન બોલી હાહલાભાઈ આજ મારો વારો કાલ તારો વારો, એમં કહીકને બેઉ જણા હુઈ જા, હાહલાભાઈ રાતે ઉઠીકને રીંછળીબુનના કોન ખાઈકને નાઠો

નાહતા નાહતા વાઘભાય ભેગાયો, વાઘભાય કહેવા લાજ્યો કો કરવા નાકોલા રૂયુ નહાળીયો આલ્લી જોર મે ફાર મેયલી? હાહલાભાઈ કહેવા લાજ્યો

પીપળભાઈની ઘાડ આપવી, ડીલ મે હળિયી ફસો ફસ વાઘભાય કહેવા લાજ્યો રપટીને થાકી જ્યો હો હે, આજની રાત હુઈ રે મે ખમ હુ ભાય? વાઘભાય કરવા લાજ્યો, આજ મારો વારો કાલ તારો વારો, બેવ હુઈ જા, હાહલાભાઈ રાતે ઉઠીકને વાઘભાઈ નીખોરી ખાઈકને નાઠો. નાહતા નાહતા એખ મોટલી વાટ જતલી ના જઈકને હાહલાભાઈ વાટ પેર હુઈજો, તાં એક ગાડુભરીકને 'વાહ' ભરીકને ગાડાવાળો ગાડું લેઈકને આયવો. ગાડાવાળા ભાસ કહેવા લાજ્યો હાહલાભાઈ હાહલાભાઈ કેતરાક દાડાની નીંદર લીઈરીઓ વાટ પેર હુઈજો, વાટ પેરથી ઉઠ, નીંદર ઉપર ગાડુ ચડાવી દેહ,!

મુને એક વાહનો ડાડો આલે તેર ઉઠુ, નીકર ની ઉઠું. ગાડાવાળો એક વાહનો ડાડો આલ્યો, હાહલાભાઇ વાટ પેરથી ઉઠી જ્યો, એલ્લામે એક ગાડું ભરીકને તેલના ડબ્બાવાળો આયવો, એ હાહલા કો કરવા વાટ પેર હુઇ જ્યો ઉઠ નીકર ગાડુ ચડાવી દેહ, એય ગાડાવાળા હાહલા એમ ની બોલ, હાહલાભાઇ કરીકને બોલાવ તેર ઉઠુ અને એક તેલનો ડબ્બો આલે તેર ઉઠું, આખો તેલનો ડબ્બો ની મલે. હાહલા ઉઠવા હોય તેર ઉઠી જા નીકર ગાડુ હાકું.

ગાડાવાળા રૂચું કરવા હાહલા કેય છે. મુને ઓળખી રીયો કે ની નીકર ગાડું ઉઠવુક મુને હાહલાભાઇ કરીકને બુલાવ અન તેલનો ડબ્બો આલ, ગાડાવાળો હાહલાભાઇ કરીકને બુલાવે અને તેલનો એક ડબ્બો આપી દે સે, હાહલાભાઇ તેલનો ડબ્બો મુકી આવે સે, અને પાછો આવીકને વાટ પર હુઇ જ્યો.

એલ્લામાં એખ ચપરોટાના પોડોવાળો ગાડું ભરીકને પોડો લેઇકને આયવો, હાહલાભાઇ કો કોમે જેવો વાટ પેર હુંઇ જ્યો, વાટ પેરથી ઉઠ, નીકર ગાડું ચડાવી દેહ, હાહલાભાઇ કહેવા લાજ્યો એક પોડ મને આલ નીકર ની ઉઠું? ગાડાવાળો એક પોડ આલી દિધું, એટલે હાહલાભાઇ ઉઠી જ્યો અન પસેન હાહલાભાઇ તેલનો ડબ્બો, વાહનો ડાકો, અને ચપરોટાનું પોડ લેઇકને એખ તેલાવડુ હોહે તો જ્યો અન તલાવડાની પાહે પોનીમે ડાડો ઉભો કરીયો ઉપેર પોડ મેલ્યુ અન તેલનો ડબ્બો લેઇકને ઉપેર બેહી રીયો.

એલ્લામે પેલા ખોખડીબુન કોન વગેરની, વોંદરાભાઇ હોઠ વગેરેના, રીંછળીબુન કોન વગેરના, વાઘભાય નીખોરા વગેરના તલાવડાને તો પોની પીવા આપવા. હાહલાભાય આ ચારડોજીગરને ભાળીકને ઉપેર ઉતાઇ રીયો.

ખોખળીબુન, વોંદરાભાય, રીંછળીબુન, અન વાઘભાય,ચારડોજીગર, તલાવડામે પોની પીવા લાજ્યા. એલ્લામે હાહલાભાઇ કહવા લાજ્યો,

ખાંડી-બોડી પો- હે.

તેર રીંછળીબુન કહવા લાજી

મે કીયો મારો છોરો મશ્કરીયું કરે સે? એલ્લામે ખોખળીબુન ભાળવા લાજી અન હાહલાભાઇ ને ખોખળીબુન ભાળી કાઢે સે. અને કહવા લાજે સે.

પેલો ભાળ ઇનાનો રાજ્યો ખાંડે ઉપેર બેહી રીયો. વાંદરાભાય કહવા લાજ્યો ઇનાને ઘાળી લાવું એમ કરીકને પોની વાંદરાભાઇ જાય સે. તેર વાંદરાભાઇ કહવા લાજ્યો.

ડુબી મરતેલો!

આમ ચારદો જીગા વારે વારે જાય સે. પુન પોની મે જવાય ની અન ડુબી મરતેલા, એમ કહીકને પાછા બહાર નીકળી જાય સે.

રીંછળીબુન એક આઇડીયા કરે સે. રીંછળીબુન મકોડાભાયને મંજૂર તેડી લાવીકને, મકોડાભાયને ડાડા પર ચડવા કેયસે. અન મકોડાભાયને કહેવા લાજ્યા કે હાહલાને તુ ઉપેર જઇકને કેડ એલ્લે હાહલા હેઠો કુદહે એલ્લે ઘાલી લેહુ!

એલ્લામે હાહલાભાય ડાડા પેર તેલનો ડબ્બો રેડીકને ડાડાને લફણો કરી દે સે, એલ્લે મકોડાભાય પોનીમે પડેસે, રીંછળીબુન બીજી આઇડીયા કરે સે, અને કીડીબુનને મંજૂરીએ બોલાવી લાવે સે. અન રીંછળીબુ કીડીબુનને ડાડા પેર છોડે સે. કીડીબુન ચડી જઇકને હાહલાભાય ને ગોને કેડવા લાજી, હાહલાભાય ગભરાઇકને

હેઠે કુદયો, હાહલાભાય હેઠે કુયદો એલ્લે વોંદરાભાઇ, ખોખડીબુન વાઘભાય ઘાલી લીદો.

આપુન પાહાને રાધીકને ખાઇએ. એમ કરીકને ઘાલીને લેઇક જાય સે. પસેને રીંછળીબુનને ઘાલીને એક જગા પોર ઉભી રાખે સે. વાઘભાય, ખોખળીબુન અને વોંદરાભાઇ તીન્હો સોમાન લેવા જાય સે, રીંછળીબુનને હાચવવા કેય સે, અને તીન્હે જણા લાકડા મસાલો બધુ લેવા જાય સે.

હાહલાભાઇ એમ આઇડીયા કરે સે, અને રીંછળીબુનને કહેવા લાજ્યો, રીંછળીબુન રીંછળીબુન માહરો એક પગુ છોદી તેર મે જબરો કુદુ અને હોહુ તર રીંછળીબુન પગુ છોડે સે તર હાહલાભાઇ જબરો કુદવા લાજ્યો અને કહેવા લાજ્યો પસેન રીંછળીબુન પણ કહવા લાજી હાહલાભાઇ કહેવા લાજ્યો.

રીંછળીબુન રીંછળીબુન માહરો બીજો પગુ છોડી તેર મે જબરો કુદુ અન તુ જબરી દોડી દોડી રેય, રીંછળીબુન બીજો પગુ છોડે સે. તેર હાહલાભાઇ જબરો કુદવા લાજે સે અને હોહવા લાજ્યો તેર રીંછળીબુન પણ જબરી દોડી દોડી રી. પસેન હાહલાભાઇ કહવા લાજ્યો રીંછળીબુન તુ મારા બધા પગુ છોડહી તેર મે પેલા હેડેથી પેલા છેડે હુદી ગબળીકગબળીકને જતો રેય તેર તને બહુ હોહવુ આવહે રીંછળીબુન બધા પગુ છોડી દે સે, એલ્લે હાહલાભાઇ બે તીન વાર એલ્લા હેડેથી પેલા હેદે હુદી ગબળીક ગબળીકને જાય ને આવે સે રીંછળીબુન વદાર વદાર હોહવા લાજી એલ્લામે હાહલાભાઇ વધાર વધાર ગબળીક ગબળીકને હોહળવા લાજ્યો અન પસી રીંછળીબુન વધાર ને વધાર હોહવા લાજી, એલ્લે હાહલાભાઇ નાઠો.

હાહલાભાઇ નાહી જતો રીયો એમ રીંછળીબુન ખબર પડી એલ્લે રીંછળીબુન ઘઘવાઇ ગઇ, અને રડવા જેવીક થઇકને બેહી રી. એલ્લામે વોંદરાભાઇ, વાઘભાય અને ખોખળીબુન સોમાન લેઇકને આવી જા, રીંછળીબુનને કહેવા લાજ્યા હાહલો રૂયો જ્યો, રીંછળીબુન કહેવા લાજી. ઇનાનો રાજ્યો ખોડું હંગવા મુતરવા કરીકને જબરો નાઠો, તાર વોંદરાભાઇએ કીધુ કે આલ્લો રીંછળીબુનને રાધીકને ખાવી જીયે, તેર રીંછળીબુન જબરી ઘઘવાઇ.

રીંછળીબુન પુન એક આઇડીયા કરી. અન કહવા લાજી, આલો આપુન વાટ પર જીયે પસી મુનેક રાધીકને ખાઇજો વાટ પેર જાય સે. અન રીંછળીબુન કહેવા લાજી, એક રાખોડાનો ઢગલો કરીકને મુને વચમે બહાળો અને તમુ પાહે પાહે બહી જો. અન ઓશો મોટલી મોટલી કરીકને મુને કમ તેર ખાજો, તીન્હો જણા મોટલી મોટલી કચરી તેર રીછળીબુન જોરથી પાદી એલ્લે વાઘભાય, ખોખળીબુનની અને વોંદરાભાય ની ઓશો મે રાખોડી ભરાઇ જ્યો તીન્હો જણાં ઓશો ચોરવા લાજ્યા એલ્લામે રીંછળીબુન ઉઠીકને જબરી નાહવા લાજી, તીન્હો ઓશો ચોરવા લાજ્યા તેમ રીંછળીબુન જતી રી

એમં હેહલ્યું જંગલના રાજુને ધૂળ ચાટતા કરીઓ.

●

# નમીલો

ચેતન રાઠવા

ચાલો આઘા ખસો... ચાલો આઘા ખસો. આમં બુમો પાડતા પાડતા રાજાના સૈનિકો લાકડીના ફટાકડા બોલાવતા હતા. રાજાનું લશ્કર આવે છે. એવી લોકોની ગુસપુસ થતી હતી. લોકો નાશ ભાગ કરી મુકી. આ લોકોના ટોળામાં દેવસિંગ નમીલો પણ ભાગી ગયો. રાજાનું લશ્કરની જગ્યા સૈનિકો રોકીને રસ્તો થઇ ગયો. થોડીવારમાં ઢોલ નગારા રસીંગા ઘોડે સવારી અને રાજા અને રાણી હાથી ઉપર બેસીને મેળામાં ફરી વળ્યાને ગયા.

હવે લોકો પોત પોતાના ઘર જતા હતા. હટવાડીયા પોતપોતાની દુકાનો હટાવવા લાગ્યા. દેવસિંગ નમીલો તેના સાથીઓની શોધ કરવા લાગ્યો. દેવસિંગને ક્યાંથી મળે તેના સાથીઓ, ક્યારના વિખૂટા પડી ગયેલ હતા. હવે તે પોતાના ઘરે જવાનો રસ્તો પકડ્યો. અવળા રસ્તે ચડી ગયો. જંગલમાં ભુલા પડી જવાયું. કંઇ બાજુ સૂર્ય ઉગે છે ને કંઇ બાજુ ડુબે છે તેનું ભાન રહ્યુ નહી. આ રસ્તે જઇશ તો ગામમાં પહોચી જઇશ. આમં ધારી તે આગળ જતો પણ જંગલ સીવાય ગામ દેખાતુ ન હતું. વધુને વધુ ચાલવા માંડ્યો. કોતરો અને ડુંગરો આવવા લાગ્યા. સાંજનું અંધારુ થવા લાગ્યુ. છતાં તેને ગામમાં જવાયુ નહી આખરે હતાશ બાળ દેવસિંગ રાત્રી ગાળવાનું ઠેકાણું જોવા લાગ્યો. ક્યાં હુ ઉંઘીશ? મને કોઇ જનાવર ખાઇ જશે તો? હું પાણી ક્યાં પીવીશ, શું ખાઇશ? ચિંતામાં પડી ગયો. સૂર્યના કિરણો તો ડુંગરની ટોચ ઉપર એટલા દર્શન દેતા બાકી ખીણોમાં અંધારુ આવી રહ્યુ હતું. દેવસિંગનો ચહેરો કરમાઇ ગયો. અહીંયા રડે તો કોન સાંભળનાર છે. જે મારી મદદે આવે. જો હુ રડુતો વાઘ, સિંહ, રિંછ આવીને મને ફાડી ખાશે. અહીયા મને કોન બચાવશે? આંખોમાં આંસુ આવી ગયા. હોઠ ધ્રુજવા લાગ્યા મારુ શુ થશે? ભગવાને મા બાપથી નમીલો બનાવ્યો પણ આજે ગામ છીનવી લીધુ. શુ કરવું.

હવે મારે ક્યાય જવુ નથી હવે સામેની ખીણમાંજ પાણી હોય તો પીવુ છે. પછી તો કોઇ જગ્યા પર સુઇ જવુ છે. આમં ધારી સપાટ જંગલમાં થઇને ખીણ તરફ ગયો. જંગલના પન્ખી અને પશુ પોત પોતાના રહેઠાણમાં જઇ કિલોલ કરતા હતા. વાઘની ગરજના ઓના ડુંગરમા પડઘા પડતા. કાગડાઓનું કા કા અને કોયલનું કુ કુ ખીણમાં દેખાતા મોટા મોટા પથરાની પથારો પર જઇને આરામ કરવાનું સલામત સ્થળ લાગ્યું. તેના તરફ જવા લાગ્યો થોડે ઉતરયો ને તે પથરાઓમાં સિંહની ગરજના થવા લાગી. તેના શરીરમાં કંપાળી સુટી ગઇને કઇ દિશામાં ભાગવુ તે તેને ભાન હતુ નહી ને તે પથ્થરોમાં અથડાતો વળી જાળીઓમાં ફસાતો તે દૂર ભાગી નીકળ્યો. અંધારુ થઇ ગયુ ને શરીરમાં ચાલવાની શક્તિ ભાગી તુટી હતી. એક ધમારાજ વેલાને, કથારોના કવચના વેલાનું જાળુ હતું તેની અંદર ભરાઇને સુઇ જવાનું વિચારી તેમાં વેલાના પાન નીચે હતા તે લાકડા વડે દૂર કર્યા આરામ માટે ભોંય પર ઢળી પડ્યો. અહીયા શાંત લાગ્યુ પણ મચ્છરનો ત્રાસ વધુ નડ્યો. થોડીવારમાં ગાલ પર ખંજવાળ થાયને ઘડીમાં પગ પર આમં આખા શરીર પર જ મચ્છર બાઝી પડ્યા. આખી રાતની ઉંઘતો આખા શરીરને પંપાળતા જઇને પુરી કરી.

સવારનું વાતાવરણ શરૂ થયું. જંગલી કુકડાઓનું કુકડા કુક શરૂ થઇ ગયું તેને સવાર થયાની ખાતરી થઇ ને તેને ઉઠીને બેઠા થવાનું મન થતુ ન હતું. પડ્યો પડ્યો વિચાર કરતો આજે આખો દિવસ ચાલીને કોઇ ગામમાં પોહચી જઉ. અંધારુ હોવાથી અત્યારના સમયે કાઇ રસ્તો જડે તેમ નથી. આમં વિચારી પડખા બદલી બદલી સુતો. શરીર પંપાળીયા વિના ચાલતુ ન હતું. અંજવાળું આવતાની સાથે ઉઠીને ચાલવા લાગ્યો. રસ્તો અહીયા હતો નહી. ઝાડવાને વેલા, ડુંગળ-કોતર ઓળગતો ખરો બપોર થવા આવ્યો. અત્યાર સુધી તેને ભૂખની કાંઇ પડી નહોતી. હવે તેને ભૂખ પણ સતાવવા લાગી. તે ખોરાકની શોધ કરવા લાગ્યો. એક જારામાંથી સુરણના સુકા પાન જમીન ઉપર જડી આવ્યા તે જગ્યા ઉપર લાકડા વડે ખાદો ખોદીને સુરણનો ચાર પાંચ કિલોનો કોદો બહાર કાઢ્યો એક પથ્થર ઉપર મુકીને બીજો પથ્થર ઉપર ફટકાર્યો તે તુટેલા ટુકડા સાફ કરીને ખાવા માંડ્યો. ખાધા પછી મોમાં ચડચડાટ શરૂ થઇ કારણ આ તો જંગલી સુરણ હતું. જેવુ લાગ્યુ તેવુ પણ ભૂખ તો મટી ગઇ. કોઇ જગ્યા પર પાણી મલી આવતું તે પીતો ને ચાલવા માંડતો.

પાંચમાં દિવસે એક મોટી નદી ઉપર જઇ પહોચ્યો પાણી બરોબર વહેતુ હતું. સામે પાર જવાનો રસ્તો શોધવા માંડ્યો પણ જઇ શકાય તેમ ન હતું. પાણી ખુબ ઉંડુ હતું. પછી તેને એક સુકા લાકડાને ઢસેડી લાવ્યો ને પાણીમાં નાંખ્યો તેના વડે સામે પાર પહોચી ગયો. નદી ઓળંગીને થોડું ચાલ્યો ત્યાં આગળ જતા એક તોર આવીને તેના કાન પાસેથી સનન કરતું આગળ નીકળી ગયું તેને તરત કોતરોની ઢેળમાં જઇને છુપાઇ ગયો એટલામે ત્યાં ચાર માણસ આવી ચડ્યા. દેવસિંગનો ચહેરો રડુ રડુ થઇ ગયો. હવે મને મારી નાંખશે આ ચોર.

પેલા ચાર જણ જાણી ગયા કે આ માણસ હથિયાર વિનાનો નાનો છોકરો છે તે કાંઇ આપણી સાથે લડી શકે નહી. જરૂર અટવાયેલો લાગે છે. તેમના હાથમાં તીર કામઠા અને ધારીયા તથા ગોફણો પણ કેડમાં બાંધી હતી. તેમના ચહેરા પરથી સારા માણસ લાગતા હતા. મોટી મોટી મુછોને છુકી પોતડી તથા ખમીશ પહેરેલ હતું. માથા ઉપર પાઘડી બાંધેલ હતી. દેવસિંગને ભાગી જવાય તેમ હતું નહી અને ભાગે તો વધુ મુશ્કેલમાં પડાય એટલે તેને જેમં કહે તેમ કરવાનું હતું. પેલા ચારમાંથી એક માણસ મોટા અવાજથી બોલ્યો, તારી સાથે કોણ છે? અને કેમ આવ્યો? દેવસિંગ જવાબ આપે તેમ ન હતો. જવાબ તો તેનો ચહેરો આપી રહ્યો હતો. આંખોમાં આસું આવી ગયા કાંઇ બોલી ન શકાયું. માથુ સહેજ હલાવીને નિર્દોસતા દેખાડી. પેલાય જાણે સમજી ગયા. આ છોકરો ચિંતા, ભય, ભૂખને અસહાયથી થર થર ધ્રુજે છે. ચારમાંથી એક જણે કયું. કાંઇ પણ અડપણાં કર્યા વગર મારી પાછળ ચાલ. ધીરે ધીરે દેવસિંગ તેની પાછળ ડગલા ભરવાનું શરૂ કર્યુ ને આગળ પાછળ બધા ચાલ્યા. આગળ જતાં કોતર આવ્યું તે કોતરમાં ઉતરયાને કોતરની વાટે ચાલવા માંડ્યાં. કોતર એટલું ઉંડુ હતુ તેની ધપાડોમાં મોટા મોટા પથ્થરોને ઝાડવા લટકતા હતા. કોતરના વળાંક ખુબ જ હતા. મોટા મોટા પથ્થરો ચડીને ઉતરવું ને કોઇ જગ્યા પર મોટી તિરાડ વટીને કુદવી પડતી હતી. આમં ને આમં આગળ ગયા કોતરમાંથી બહાર નીકળવા માટે વડલાના પોરાને પકડી લટકીને બહાર આવ્યા.

બહાર નીકળીને આજુ બાજુ નજર કરી તો ખુબ ઝાડવા હતા એક બાજુ મોટો ડુંગર દેખાતો હતો ને વડલાના ઝાડવા અહી જણાતા હતા અને તે તરફ તેને લઇ જવામાં આવતો હતો. ડુંગર નજીક પહોંચ્યા તો ઉપર જરા દેખ્યું ખુબ જ ઉચો દિવાલ સમો ડુંગર હતો. આજુ બાજુ પણ નાના મોટા પથ્થરો હતા. ઉપર ચડીને દેખવામાં આવે કદાચ તો એકાદ નાના નાના માણસો દેખાતા હશે. પથ્થરમાં એક તિરાડ દેખાતી હતી તે તિરાડ પાસે એક જણ ગયો. આડા ફરીને એક હાથ આગળને બીજો હાથ પાછળ રાખીને ફાટમાં ભીચડાતા ભીચડાતા પેશી ગયો ને પછી એક જણે દેવસિંગને પણ ફાટમાં પેશવાનો ઇશારો કર્યો. દેવસિંગ પાછળ બીજો પણ પેઠો ને બે જણ બહાર રહ્યાં.

આ જગ્યા પરથી નદીનું મેદાન દેખાતું હતું. આ જગ્યા પર આવવા માટે નદી ઓળંગવી પડતી હતી. બીજી બાજુ મોટા મોટા પથ્થરોના ડુંગર હતા. તેની બીજી વાટેથી આવી શકાય તેમ ન હતું. એટલે અહીંયાથી નદીના મેદાનમાં નજર કરે તો કોઇ આવે તે તરત જ દેખાતું હતુ.

દેવસિંગને લઇને બે જણાં ફાટમાંને ફાટમાં ત્રણેક વાર જેટલું અંતર કાપ્યુને ત્યાં સીધી રીતે ચાલીને જવાય તેવી જગ્યા આવી અંદર ખુબ જ અંધારુ હતું ને ત્યાં એક મશાલ મુકી રાખેલ તેને સળગાવીને આગળ જવા માંડ્યા. થોડુ અંતર કાપ્યુને ફાટ સીધો નીચે તરફ જતી હતી તેની નીચે ઉતરવાનું આવ્યું એકાદ તાડ જેટલું નીચે ઉતરયાને પછી સીધા ચાલીને આગળ ગયા. અહીંયા તેમને રહેવા માટેનું સ્થળ જણાયું. અહીં ખુબ મોટી જગ્યા હતી પરંતુ મોટા પથ્થરોની ગુફા ખરબચડા મોટા પથારા હતા. અહીં તેમને જમવા માટેના કાદા તથા લોટ તેલ અને વાસણો નજરે પડતા હતા. દેવસિંગને એવું લાગતુ કે આ ડાકુઓ ખુબજ મોટી સંખ્યામાં હશે. એટલામાં એક જણે દેવસિંગને પાણી આપ્યું ને એક જણ આગળની ઓરડામાં ગયો. ગુફામાંજ ઓરડો પથ્થરોથી બનાવેલ હતો. ત્યાં દેવસિંગ નજર કરી તો ત્યાં એક ડોસી પથ્થરના ઓટલા ઉપર ઉંઘતા જણાયા. પેલો માણસ ડોશીને કઇ કહી રહ્યો હતો પણ દેવસિંગને સંભળાતુ ન હતું. પછી પેલો માણસ દેવસિંગને ઇશારો કરીને ત્યાં બોલાવ્યોને બાજુમાં નાના પથ્થરમાંથી બનાવેલ ઓટલી પર બેસી દેવસિંગને આ ગુફામાં દિવસ કેટલો હશે તે પણ ખ્યાલ આવતો ન હતો તેને મનમાંને મનમાં એમં થતુ હતુ કે અહીંયા ક્યાં ફસાઇ ગયો. અહીયાથી કેવી રીતે ભાગી જઇશ તે સુઝતુ ન હતું.

ડોશી ખોખારો ખાઇને વાત કરવા માંડી.

બેટા, તારુ નામ શું છે?

મારુ નામ દેવસિંગ નમીલો તરીકે ઓળખે છે. દેવસિંગ બોલ્યો.

ડોશીઃ નમીલો એટલે તારે માં બાપ નથી એમને?

દેવસિંગઃ હા માજી

ડોશીઃ બેટા તારે અહી કેમ્ આવવાનું થયું?

દેવસિંગઃ માજી હું ભુલો પડી ગયો છુ.

ડોશીઃ બેટા આ વગડામાં આ જગ્યાએથી દસ-બાર ગામ વટીએ એટલે દૂર ગામો આવેલા છે. અહીયા અમારા પાંચ માણસ સિવાય કોઇ જડે નહી. સારું થયુ તુ અહીયા આવી ગયો. ડોશીના બોલની અંદર માં ની મમતા સમાયેલ મધુર બોલી હતી. જાણે દેવસિંગને વગડામાં માં મળી ગઇ હોય એમં લાગ્યું. તેને પણ પુછવાનું મન થયું.

દેવસિંગઃ મા મને ઘેર પહોચાડી દેશો?

ડોશીઃ હા, બેટા તને જરૂર પહોચાંડી દઇશું.

દેવસિંગઃ માં તમારે ત્યાં નાના છોકરા નથી?

ડોશીઃ ના બેટા

દેવસિંગઃ તમારા ચાર છોકરા ખુબ મોટા છે ને?

ડોશીઃ એ મારા છોકરા નથી પણ છોકરા કરતા વધારે વહાલા છે.

દેવસિંગઃ માં એમને પરણાવીને વહુઓ લઇ આવોને, અમારા ગામમાં તો પરણાવીને વહુઓ પણ લાવે છે. હસી પડી માજી.

ડોશીઃ બેટા એમને છોકરા પણ હતા.

દેવસિંગઃ તો તે કયાં ગયાં?

ડોશીઃ બેટા એ બધુ બસ કર. હવે તુ મને એ બતાવ, તારા ઘરમાં કોણ કોણ હતું તુ કેવી રીતે અહી આવ્યો, તુ ક્યાં ગામનો છે, બોલી તારી કંજરાજગઢ ની લાગે છે.

દેવસિંગને આ વાતેથી ડર બીલકુલ ન હતો. હવે તે ઉત્સાહમાં હતો. તો તે કહેવા માંડ્યો.

હું ભુલા પડીને અહીયા આવી જવાયું છે. હું કેટલી રાતો જંગલમાં બિતાવી છે. ખાવા પીવાનું ન મળે ને વાઘ,સિંહ-રીંછની બીક વચ્ચે હુ આવી ચડ્યો છુ.

અમે મેળો દેખવા ગયેલા ત્યાં રાજાના માણસો અમને વિખૂટા પાડી દીધા. પછી ભેગા થવાયું નહી મને રસ્તો જડે નહી.

ગામમાં મારે કોઈ નથી. જોડેવાળા રામાના બાપુ લાકડા ઘડે તે મને ખાસ ખવડાવતા ને હું પણ કામં કરતો. બીજુ.

ડોશીઃ બીજુ કાંઈ તુ જાણે છે?

દેવસિંગઃ માથું હલાવ્યુંને ના પાડી

એટલામાં બહાર બે જણ હતા તે પણ આવ્યાને રાત્રીનું અંધારુ થયું છે એમં જણાવ્યું. એક જણે દેવસિંગને કોઈ ઝાડનો ટુકડો ઘસીને શરીર ઉપર લગાડવાનું શરૂ કર્યુ કે જેથી મચ્છરનો સોજો ઓછો થાય. ગુફામાં વધુ અંધારુ થતુ હતું તેથી બીજી ત્રણ મશાલો સળગાવો. એક ભાઈ પથ્થરના બનાવેલ ચૂલા ઉપર જમવાનું તૈયાર કરતા હતા. જમવાનું તૈયાર થયુ. એટલે જમીને બધા સુવા માંડ્યા. બીજા બધા ઉંઘી ગયા પણ દેવસિંગ વિચારમાં પડ્યો. સુતા સુતા દેવસિંગને ચિંતા ઓછી થતી હતી તે પેલા પાંચ માણસ ગુફામાં વસેલ માનહો વિશે શંકા કુશંકા થવા લાગી. અહી આ લોકો ચોરની જેમં રહે છે પણ ચોર તો નથી, તો આ જંગલમાં કેમં એમને શુ થયું હશે? આવા વિચારોમાં તેને ઉંઘ આવતી ન હતી. સવારે વહેલા જાગ્યાને પછી તરત જ દેવસિંગ ધ્રુજતા અવાજે કયું, મારે ઘેર જવું છે મને જવા દો, માજી કહે બેટા થોડા દિવસ રોકાઈ જા. અમે તને જરૂર ઘરે પહોચાડી દેશું. તારે ઘરે બીજા કોઈ નથી તો તું કેમં ચિંતા કરે છે. તેની તારે ચિંતા કરવાનું નહી તું સારો છે પછી તારે સેની ચિંતા અને પેલા ચાર જણ પણ દેવસિંગને આશ્વાસન આપ્યું, દેવસિંગ ખુબ ખુશ થયો પછી, માજી સીવાને કહ્યું સીવા તુ આજે ગામમાં જા અને થોડો સામાન લઈ આવો. અને ભીમાને પણ લેતો જા. પંદર દિવસમાં જઈને પાછા આવી જજો. રાજ અને ભીખો બહાર પહેરો ભરશે. દેવસિંગ મારી સાથે રહે છે. પછી ચારે જણા મશાલ લઈને બહાર નીકળી ગયા. દેવસિંગ ત્યાંજ રહેવાનું હતું. દેવસિંગને વારે ઘડીએ પ્રશ્ન થતો આ લોકો અહીંયા કેમં?

હિંમત કરીને માજીને બાળકની કાલી ભાષામાં માજીને પુછ્યું, તમે અહીંયા કેમ રહો છો?

માજી હસીને બોલ્યા. આ પુત્રો કરતા પણ વધારે લાડીલા આ ચાર મારા સૈનિકો છે. તેમની જીંદગી મારી સેવામાં ખર્ચી નાંખી છે. ધન્ય છે એમની જણેતાને જે સેવાભાવી વીર પુત્રને જન્મ દિધો. જે તેની જીવની જોખમમાં પણ મારી સેવા કરી છે. એવાએ ધારત તો આજે સુખીથી ક્યાંક રહી શકતા. પરંતુ આજે તેઓ આવા ગુફા વાળા જંગલમાં રાત દિન રખડે છે. અહીયાં વાઘ, સિંહ, રીંછ, સાપ અસંખ્ય મુશ્કેલીઓ વેઠી રહ્યા છે.

દેવસિંગ નાનો છતાં વાતમાં વધુ રસ ધરાવતો હતો. માજી કહે આજે આ ગુફામાં અમે રહીએ છીએ. એની વાત ખુબ લાંબી છે. હુ પોતે ગુલઝાર દેશના મહારાજા કાનમની રાણી છું. અને આ ચાર જણ મારા સૈનિક છે. દેશની બરબાદીની વાત છે.

હે ભગવાન મારા સૌની પ્રભુ રક્ષા કરજો. ઝીબ્રાના હાથમાં ન આવે. દેવસિંગને નવું નામં ઝિબ્રાનું આવતા આંખો પહોળી થઈ ગઈ.

ઝીબ્રાએ પીગના જંગલમાં આવેલી ગુફામાં રહીને લુટ ફાટ કરતો ડાકું છે. જે આજે અમારી હાલત તેમના જેવી કરી દિધી છે. ઝીબ્રા પાસે ખુબ મોટી સંખ્યામાં ડાકુઓ છે. જે બધી જગ્યાએ ધાડો પાડે છે. પીગના ડુંગર ઉપર ખુબ મોટી મોટી ખીણો અને ગુફાઓ છે. જે બધી ગુફામાં થોડા થોડા માણસો ભાગ પાડીને રહે છે. જે ડુંગરમામં મુખ્ય ચોર ઝીબ્રો છે. આ ઝીબ્રાનું નામં સાંભળતા લોકો ભાગમ ભાગ કરી મુકે છે. જે ગુલઝારના લોકોને વધુ હેરાન કરે છે. ઝીબ્રા પાસે કોઈ દેવી વસ્તુ છે. જેના પ્રભાવથી બધુ ચલવે છે. અને જે જગ્યા પર લડે છે ત્યાં તે જીતીને જ રહે છે. જયાં જીતે તે દેશનું બધુ લુંટી લે છે. અને ઝીબ્રો જે માંગે તે આપવું પડે છે. આ ઝીબ્રાનો ત્રાસ અમારા દેશ પર વધી ગયેલો. કોઈના ઘરેણાં લુટાતા તો વળી કોઈની ઇજ્જત લુટતાં હતા.બહાર ગામ જતાં લોકોને લુટી લેતા ને મારી નાંખતા ને કોઇનું અનાજ લુંટાતું. આ બધા ત્રાસથી ગુલઝાર દેશના રાજા કાનમ પીગની ખીણોને ઘેરી લીધી અને ઝીબ્રા ઉપર ખુબજ દબાણ લાવ્યાં. ગુલઝાર દેશના સૈનિકો બહાદુરી બતાવી છે. ખુબ જ લડ્યા. પણ ઝીબ્રાની દેવી વસ્તુના કારણે લડાઇ રાજા કાનમની હાર થઈ. રાજાને કેદ કરીને આજે પણ ત્રાસ વેઠવો પડતો હશે. રાજાને બંદી બનાવ્યાના સમાચાર મળતા અમે જંગલ બાજુ ભાગી ગયા ને આજે અહીં છુપાઇને રહીએ છીએ. ઝીબ્રાનો પ્રતાપનો તાપ ઉતારવામાં અમે આજે પણ પ્રયત્નો કરી રહ્યા છે. અને તેનો અંત આણીને જ છેલ્લો શ્વાસ લેવો છે. અમે અમારા દેશના લોકોને ગુપ્ત રીતે પુછીને રાજાને છોડાવવા માટે મથી રહ્યા છે. અમે રાજ દરબાર, ધન દોલત, બે રાજકુંવરને વિશાળ સૈનિક બળને નાશ કરી નાંખ્યો છે. હવે અમારી પાસે સૈનિક બળ રહ્યુ નથી. મારી પાસે આ ચાર જ સૈનિક છે. ઝીબ્રાએ ત્રાસ આપ્યો છે તો આપણે તેની વસ્તુનો પ્રભાવ ઉતારી ઝીબ્રાનો નાશ કરવો છે. અંતે આપણે એ કામં પાર ઉતારવાનું છે. ગુલઝાર દેશને ફરી ખીલાવી દેવો છે. હવે દેવસિંગને પણ ખરી હકીકત ઓછી વાતોમાંથી સમજાય ગયું. દેવસિંગને વિચારમાં પડી ગયો. ખરેખર આ લોકો ક્યાંથી ક્યાં આવી ગયા છે ને ગુલઝાર દેશના લોકોની પણ શુ હાલત હશે. મારે પણ મોટા થઇને આ લોકોની સેવા કરવી જોઇએ.

દેવસિંગ આ ગુફામાં રોકાઇને જુવાન થઇ ગયો. મહારાણીની ઉંમર હવે વધારે થઇ ગઇ હતી. દેવસિંગ હવે મહારાણીને કયું. મહારાણી હવે હું છોકરી રયુ નથી. આ મારા ભયો મને કેટલીક તાલીમ આપી છે. હવે હું પાછો નહી પડુ. હું પીગને ગુલઝાંર દેશનો અજાણ માણસ છુ. અને બીજુ કોઇ મને અહીયા ઓળખી શકવાના નથી. ગમે તેવા ડુંગરો ઓળંગીને પણ રાજાને છોડવી લાવીશું. મહારાણી કહે પીગના જંગલમાં એકલા ડાકુઓ છે. તુ કેવી રીતે ત્યાં ફરીશ. પહેલા એવું કર એકલો જ આ વિસ્તારના ડુંગરોનો અભ્યાસ કેળવ. પછી તુ ગામડાઓમાં જ જે મહારાણીની વાત માન્ય રાખી. એટલામાં ભીમો બહારથી આવ્યો. મહારાણી વાત બંધ કરીને ભીમાને રસોય બનાવવાનું સુચન કર્યુ. ભીમો બોલ્યો હુ એક વાર પાણી લાવી દઉ પછી રસોય બનાવું તેમં કહી પાણી લેવા ગયો. પાણી લાવી રસોય તૈયાર કરી. ભીમોને ભીખો બહાર જ ભાત લઇને જમવાના હતા. સીવો, રાજ અને દેવસિંગ અને મહારાણી ગુફામાં જ જમવા બેઠા. મહારાણી જમવાનું પતાવીને મોટા ભાગે આરામ જ કરતા. સીવોને રાજ જંગલમાં ગયા. દેવસિંગને એકલાજ જંગલમાં ફરવા જવાનું હતું. દેવસિંગ રામ રામ કરીને જંગલમાં ફરવા નીકળી પડ્યો. હાથમાં તીર કામઠુ તથા ધારિયું અને ગોફણ પણ લીધી. દેવસિંગ જંગલોમાં ફરતો જતો હતો ને જાણે આ જંગલોનો ભોમિયો હોય તેમં ફરતો હતો. આ જંગલો અજાણ હતા છતાં તેને તે ડરતો ન હતો. અને દેવસિંગને પેલા પાંચ જણનો સાથ હતો. તેથી તેનામાં ધીરજ હતી. જંગલમાં ફરવું ખુબ અઘરુ હતું. જયાં જુવો ત્યાં મોટા મોટા વૃક્ષો, આંબલા, મહુડા, તાડ સાદડ પીપના વડલા રીજડા ખાખર ખેર સાગ ટીમરવા સરસવ જેવા કેટલાક ઝાડવા ખુબ જ જુના હતા. અને ઉપરથી આ ઝાડવામાં વેલાવાળા છોડવાની ખુબ જ જાળા બનીને ભયાનક જંગલ હતુ કાંટાવાળા વેલાને વૃક્ષો પણ હતા. આ જંગલમાં કોઇજ માણસ મળે તેમ ન હતુ. દેવસિંગ મેળામાંથી આવ્યા પછી આ પાંચ વ્યકિત સિવાય છઠ્ઠો

માણસ દેખ્યો ન હતો. અહી વાઘ સિંહ સાપ વગેરેથી ચેતીને ફરવાનું હતું કોઇ ડુંગરીના ટોચ પર ચડીને તે ચોફેર નજર કરીને નિરીક્ષણ કરતો અહીંયા શુ શું છે કેટલા ડુંગરો છે. ઉંચા વૃક્ષો છે કોઇ જગ્યા પર ગામ દેખાય છે. કેટલા પ્રકારના જાનવરો રહે છે. ડુંગરની ખીણોમાં જઇને અંદર ફરતો ત્યારે ખરા બપોરે પણ સૂર્ય દેખાય ના મોટા વૃક્ષોને તેની સાથે વેલાઓના જાળા અને પાનથી ખુબજ છવાઇ જઇને જમીન પર તેના કિરણો પહોચતા ન હતા. કોઇ કોઇ જગ્યાએથી કિરણો જમીન પર પડતા હતા. નીચે દેખે તો જમીન દેખાય નહી એકલા ઝાડના પાન કોહવાઇને પથરાયેલા હતા. દેવસિંગ આવા ભયાનક ને ગીચ જંગલોમાં ફરતો. તપાસ કરતો અહીયા કયા કયા જનાવર રહે છે. આવા જંગલોમાં સાવધાન રહીને ફરવાની તેને કેળવણી થતી હતી. જંગલમાં ફરવા સિંહ વાઘ રીંછ સાપ વગેરેને ટાળો આપીને આગળ નીકળતો તને પાણી પીવાનું થયું. તે પાણી શોધવા નીકળ્યો એક ખીણમાં જઇ પાણીની તપાસ કરતો હતો. જમીન ભીણી ભીણી લાગતી તેથી તે ખાતરી થઇ કે અહી નજીકમાં કંઇ પાણી હોવું જોઇએ. તેને કોતરમાં નજર કરીતો પાણી દેખાયું. ત્યાં પથ્થરો ખુબ હતા. અહી સૂર્યનો તડકો પથરાયેલ હતો. કારણ કે અહી ઝાડવા ઓછા હતા. આખા કોતરમાં પાણી કોઇ જગ્યા પર ન હતું પણ અહી એક ખાડામાં પાણી દેખાયું તે નજીક પહોચી ગયો. પાણી પીવે ના પીવે એટલામાં નજીકમાં પથ્થર પર સિહન તેના બચ્ચાને રમાડતા દેખી કાઢી. દૂરથી દેખાતુ ન હતુ પણ અહીથી દેખાતું હતું. પાણીને પડતું મીકી તે ત્યાંથી ભાગી નીકળ્યો. થોડે દૂર નીકળી ગયો આવી ભયાનક મુશ્કેલી વેઠીને ફરતો. થોડા દિવસોમાં તેને પીગના જંગલોમાં જવાનું નક્કી કરી લીધું. હવે તે મનમાં વિચાર કરતો હતો. હવે તો હું પીગમાં જઇને ઝીબ્રાની ખબર લઇ નાંખુ. ઝીબ્રાએ કેટલા લોકોને લુટી ખાધા છે. સુખી પરીબારોને રખડતા મુકી દિધા. ક્યાં સુધી ઝીબ્રો લુંટી ખાશે. એક દિવસ તો જરૂર બધા પાપો તેના પર તુટી પડશે ત્યારે રડતા હતા તે હસતા હશે ને હસનારો ઝીબ્રો રોલાતો હશે. દુનિયાનો પાલવનાર એક દિવસતો જરૂર ઝીબ્રાને રોલાવશે. આ લોકોની વાતોમાંથી જુવાન વીર દેવસિંગની મનમાં બસ એકજ દેખાતું હતું. ઝીબ્રાને બરબાદ કરવો અને આવુંજ પેલા પણ વિચારતા. દેવસિંગ ઝીબ્રાને દેખ્યો નથી તેની સામે લડ્યો નથી આ લોકોની દશા દેખીને ઝીબ્રાના કર્મોનો ખ્યાલ આવતો હતો. જ્યારે પેલા પાંચ જણતો બધુ દુઃખ વેઠીને અહીંયા છે. તેઓ ખુબ મહેનત કરે છે જંગલો ફરે છે. જંગલો ફરે છે માહિતી મેળવે છે. બીજાજ દિવસે સવારે વહેલા નક્કી જવાનું કર્યું. સવારમાં નાહી ધોઇ પછી મહારાણી પાસે જવાની માટેની રજા માંગી. મહારાણીની આંખોમાંથી ટપટપ આંસુ પડે. બોલ્યા બેટા આટલી ઉતાવળ ન કર. અમે પણ જીતરાને મારવા માટે ખુબજ મહેનત કરીએ છે. અમે પણ તારી સાથે છે. તુ પણ અહી જ રહે ને આપણે સાથે મળીને કામ કરીશુ. બેટા મે તો આમાં આખો પરિવાર ખોયો છે. હવે હું વધુ ગુમાવવા માંગતી નથી. આવા જંગલોમાં જીંદગી પુરી કરી લેશુ. લોહી તરસ્યા ઝીબ્રાને પેટ નથી ભરાતું. મારા ગુલઝાર દેશ જુવાન છોરાના લોહીના કુવારા બનાવ્યા. આજે પણ ગુલઝારમાં કેટલી મુશ્કેલી હશે એની વાતોતો હું સાંભળું છુ. મહારાણી આજે રડતા ચહેરે બોલી રહ્યા છે. મે તો જવાન જવાન દીકરા દીકરીઓ ખોવી છે. મહેનત કરેલા રોટલા નથી મળ્યા. ઝીબ્રાએ ખાધા નથી કે ખાવા દિધા નથી. બેટા તું આવા કામમાં એકલો ન જાય તો ઘણું સારું. હવે આપણે નથી આવું કરવું. આપણે આ જંગલના કાંદા ખાઇને જીવી લઇશું ને તુ તો જવાન થયો છે. તારા ગામ જઇને સારી રીતે જીવી શકે છે. અમે એમાં રાજી છે બેટા. ભલે તારે મા-બાપ નથી પણ ગામના મિત્રો તો છે. મારી જીંદગીમાં તો દુઃખ જ દેખાય છે. બેટા આમાં આપણે હવે નથી ફસાવવા આપણે લોહિયાળ નથી થવું.

મહારાણી આજે વધુ બોલી રહી હતી. તે એકદમ નરમ વિચારોમાં બોલતી હતી. પણ ઝીબ્રાનું નામ આવતા ક્રોધીત પણ થતી હતી. કારણ ઝીબ્રાના કાર્યથી તેઓ દુઃખી થયા છે. ગુલઝાર ની કેટલી બહેનો-

ભાઇઓ નમીલા બનયા છે. કેટલી બહેનો એ ભાઇ ખોયો છે. તો કોઇ બહેન ખોવી છે. કોઇ બહેન વળી પતી ખોયો છે. ઘર-બાર ઢોર-ઢાંખર, મરઘા, અનાજ, વાસણ બધુ રાક્ષક લઇ લીધુ છે. અરે અમારું તો બધુ ગયુ આખો ગુલઝાર દેશ સુખી હતો. આજે ગુલઝાર માં રાંધેલો રોટલો લુટાઇ જાય છે. હે ભગવાન લોકોની દયા કરીને ઝીબ્રાનું મૂળના રહે તેમ કર નહી તો બધા રાક્ષકની બાથમાં આવી જશે. દબાવીને તેલ કાઢી નાંખશે. માણસને તો લોહી દેખીને આવે છે ને દયાથી મન રડી પડે છે. અન ભગવાને આવો રાક્ષક જીવનો જીતરો ક્યાથી ઉભો કર્યો. દેવસિંગ સાંભળી રહ્યો હતો. મહારાણી રડી રહી હતી તે કાઇ બોલી શકે તેમ હતો નહી, તે મૌન રાખીને નીચું માથુ રાખીને બેઠો હતો. મહારાણીની આંખોમાંથી આસૂના ટપકાં પડતા હતાં. આમ થોડો સમય ગયા બાદ મહારાણી સ્વચ્છ થઇ એટલે તે બોલ્યો મહારાણી હું સમજુ છું. તમારુ દુઃખ હું લડાઇ કરવા નથી માનતો. ત્યા જઇને બધુ કેવી રીતે થાય છે જોઇને આપણે કામં પતાવવાનું છે. હું તો ગુલઝાર અને પીંગના જંગલોનો અજાણ છું તેથી ત્યાં વેપાર ના લીધે ફરીને બધી કાળજી રાખીને કામ કરીશ. પછી મારે શું શું કરવું અને તેની સમજણ પડે. આપણે આટલે આટલે છુપાઇને રહીશું તો કાંઇ કામં પાર પડવાનું નથી મહારાણી તમે ભલે અહીંયા રહો. કારણ કે તમને લોકો ઓળખે છે એટલે તમે તેમને દેખો તો જોખમ ઊભું થઇ જાય. એટલે તમારે આ બરોબર છે. અને હું વિચારું તે પણ બરોબર છે. એટલા માટે મારે એકલા ફરવું ખુબ છે.

મહારાણી દેવસિંગને જવા માટેની રજા આપી તેના માટે જરૂરી સાધન કપડા હથીયાર બધુ આપ્યુ. ભીમાને ભીખો તેને થોડે સુધી મૂકવા ગયા. તેમાંય કેટલાય દિવસ જંગલમાં નીકળી ગયા. હજૂ તો એકલાને જવાનું હતું તો ગુલઝાર આવે તેમ હતું. રસ્તો ખુબ જ કપરો હતો. એકલા એ જ જવાનું અને વળી ડાકૂઓની બીક પણ ખરી. ભીમો ને ભીખો આગળ આવી શકે તેમં ન હતા કેમં કે તેમને જો કોઇ ઓળખી જાય તો તેઓ વધારે મૂશ્કેલીમાં મૂકાઇ જાય તેથી દેવસિંગ એકલો જ આગળ નીકળી ગયો. હવે તે ગામડાઓ આવી ગયા હોય તેવું વાતાવરણ શરૂ થયુ. પહેલા એક ગોરી મળ્યો.

ગોરી : ઓ ભાઇ તુ ભૂલા પડ્યો છે કે શું?

દેવસિંગ : કેમ ?

ગોરી : અહીયા તો લૂટફાટ થાય છે. કમાવાવાળા ઓછા ને ખાવાવાળા વધુ છે. આપણે તેમને નહી આપીએ તો ચાબુકના ફટાકા બોલાવે.

દેવસિંગ : તો અહીંયાના રાજા ખુબ ઢીલા લાગે છે

ગોરી : ના એવું નથી. પણ અહીંયા ડાકૂનું રાજ છે. અમારા ગામો છેવાડાના છે. એટલે ખાસ મોટા થઇને અમારુ પડાવી જાય છે.

દેવસિંગ : મારે એક ઓળખીતો છે તેના ગામનું નામ ડાભણા છે.

ગોરી : ડાભણા ? એ તો આ હુ બે ચાર ગામ વટીને છે.

દેવસિંગ : એ ગામના ખાતરકાકાને તમે ઓળખો છો?

ગોરી : ખાતરકાકાને કોઇ ના ઓળખે. એને તો આટલે આટલે બધા ગામોના માણસો ઓળખે છે.

દેવસિંગ : એ ગામમાં આજે પહોચી જવા છે?

ગોરી : આજે તો ની પોચાય, અડધે હુદી પહોંચી જવા હે, ભાઇ તુ કઇ જાણે છે આપણે ઘણી વાતો કરી. તુ એમં કર આજે તુ મારા ઘરે રહી જા. અને સવારે વેલા નીકળી જજો.

દેવસિંગ : સારુ ભાઇ મે તારી વાતનું માન રાખુ છે. અને આજે રોકાઇ જાવ.

બીજા દિવસે સવારમાં વહેલા ઉઠીને દેવસિંગ દાતણ કરતો હતો એટલામાં તેને કાઇ અવાજ થતો

સંભળાયો.

ડબુ... ડબુ... ડબુ... અવાજ આવતો તરત. તે ગોરી પૂછ્યુ. હે ભાઇ આ અવાજ શાનો છે.

ગોરી : આજે ડાકૂઓ અનાજ ઉગરાવવા આવવાના હોય તેવું લાગે છે. અને તેની વાત સાચી પડી.

સવાર માં સૂર્ય ઉગતામાં જ તો લોકો ઘરો માથી અનાજની પોટલીઓ લઇને ગામના પાદરે આપવા જતા હતા. ના આપવા જાય તેને ફટાકડા બોલાવતા. ખાવાનું રહે પણ ભરવાનું જોઇએ જ.

દેવસિંગ અજાણ માણસ હતો. તેથી ગોરી તેને તેના છાપરાના મેડામાં છુપાવી દિધો. અને જોઇ કાઢે તો તો તને બરોબરી સજા કરે. દેવસિંગ ગામની શેરીમાં નજર કરતો હતો. લોકોમા ભય હતો. અને અનાજ લઇ જતા. થોડીવારમાં બે ઘોડ સવારી તબડાક... તબડાક ... કરતા આવ્યા. સામેની શેરીમાં એક ઝુપડી પાસે ગયા. ઉભા રહ્યા.

ડાકુ : એઇ ટઇડા કેમ ? કાક્કા ભાગી ગયા છે ? અનાજ ભરવા કોન તારો બાપો આવશે.

ડોસો ધ્રુજ... ધ્રુજતો બહાર આવ્યો.

બીજો ડાકુ : બે ચાલ અહીયા સુધી એમં આયવા જ છે. તો બે ચાબુક તો આપીને જશું. એમ કરીને થર થર ધ્રુજતા ડોશાને બે ચાબુક મારી દીધા.

બીચારો ડોશો કાંઇ બોલી શક્યો નહી. હું અનાજ આપુ કે મારી પાસે નથી અનાજ તેવો જવાબ પણ આપી શક્યો નહી.

આ સામેની શેરીનું ચિત્ર દેવસિંગને સગી આંખે દેખી શરીરમાં કપારી છુટી ગઇ. એને તો એમં થયું કે આ બે ડાકુને તો હમણાં મચેડી નાંખુ. પણ આમં કરવામાં જોખમ હતું. વિચારમાં કહેતો હવે તમારો રોફ ઉતારીને જ જપીશ.

ડાકુઓના ગયા પછી દેવસિંગ ગોરીના ઘરેથી વિદાય લેતી વખત કહ્યું. ભાઇ આ તો પાપી લોકો છે. તેમાથી તમો ઉગારવાનો ઉપાય ખરો ? ગોરી બોલ્યો અહીયા બધા કમજોર થઇ ગયા છે. ગુલઝાર જેવા દેશને ગુલામ બનાવ્યો તો પછી અમારુ તો કાઇ જ નહી. દેવસિંગ બોલ્યો ચાલો તો હું હવે જવું છુ. તમે મને તમારી જાનની જોખમમાં પણ રાંખ્યો. હું તમને નહી ભૂલુ

બીજા દિવસ આખો ચાલવાનું થયું. તો ડાભણ ગામ આવ્યું. અને ત્યાં જઇને ખાતરકાકાનું ઘર જોતા વાર નહી લાગી. તે ખાતરકાકા સામે જઇને ઉભો હતો ને બોલ્યો તમે છો ખાતરકાકા?

ખાતર કાકા : માથું હલાવીને હા કીધુ.

દેવસિંગ : હું પરદેશી છું. આજુ-બાજુ કોઇ છે તો નહીને તેની ખાતરી કરી લીધા પછી બોલ્યો. હું ગુલઝારના મહારાણી નો માણસ છું. આમં કહેતા તો ખાતરકાકા ખુશ થઇ ગયા. જલ્દી જલ્દી ખાવાનું તૈયાર કરાવી નાંખ્યુ, જમાડી પછી બધી વાતો આપણે કરી.

ખાતરકાકા આ ગામોમાં આગળ પડતી વ્યકિત હતી. હવે ઘરડા જેવાં હતા પણ શરીરે બરોબર પાવર દેખાતો હતો. અને તેવો જ મહારાણીને સંદેશો મોકલાવતા અને અનાજ હથિયાર ને કપડા બધું તેવો જ મોકલાવતા હતા. અને આ વાત ડાકુને ખબર જ પડવા દેતા ન હતા.

તેવો ભીમો કે ભીખો રાજ એ બધા અહીયા સુધી નહી અવાતું પણ જંગલમાં જ મળતા હતા.

થોડા દિવસ દેવસિંગને તેના ઘરે જ રાખ્યો અને પછી બાજુના ગામોમાં સુથારી કામ માટે મોકલી આપ્યો. અને સાધનો પણ ખાતરકાકા આપ્યા. અનાજ હથીયાર જે જે જોઇએ તે ખાતરકાકા આપવા તૈયાર હતા. દેવસિંગ ઘધો ઓછો પણ ઝીબ્રાનું વધુ ધ્યાન આપતો, તે તેના સુથારી કામમાં પણ ખુબ સારુ બનાવતો

તેથી તેની માંગ પણ વધતી જતી હતી. અહી તે જંગલોમાં જતો ને લાકડા કાપી લાવીને વસ્તુઓ બનાવતો હતો. અહીના ડુંગરોમાં સાગના લાકડા કાપી લેવા માટે ખુબ દુરના ડુંગર ઉપર પહોચી ગયો. આ ડુંગર પર તે પહેલો જ જતો હતો અહી જંગલ જ જંગલ હતુ. મોટા મોટા સાગ પથ્થરો અને કોતરો તે આમને આમ જતો હતો. ત્યા તેને કોતરમાં જારાઓની વચ્ચમાં એક માણસનો અવાજ આવ્યો. અહીથી વસ્તી ખુબ દૂર હતી. તેથી અહી માણસ કોઇ દેખાયુ નહી અને આ અવાજ ક્યાથી આવે છે? કોઇ દેખાતું પણ નહી અવાજ આવ્યો તે તરફ જવા લાગ્યો. જોતો જોતો જતો હતો. શું ડાકુઓ હશે? આમ બીક તો પણ ખરી. પણ ધીરજ રાખી તે તરફ જતો હતો. અચાનક તેની નજર એક જારામાં પડી. કોઇ લોહીલુહાણ માણસ હતો. હાથ-પગ તફડાવતો હતો. આજુ-બાજુ કોઇ જ હતું નહી તે તેની પાસે ગયો. તે એક ડાકુ જ હતો. તેને પાણી આપ્યું. સારી રીતે તેને ઝાડવાના છાયડામાં સુવડાવ્યો બચી શકે તેમ ન હતો. પણ તેના ખોળીયામાં જીવ હતો તે બોલતો પણ હતો. મારા જ માણસો મને દગો દિધો છે. આજે હું બચી શકું તેમં નથી. હું જીંદગીમાં કોઇનું સારું કામં કર્યુ નથી. મારા આ હાથે કેટલી લાશો પાડી દિધી છે. આજે હું ખુદ લાશ થયો છું. હું ઝીબ્રાનો સૌથી નજીકનો સાથી છું. હું ડાકુઓમાં વધુ ને વધુ પ્રિય બનતો હતો અને તે ઝીબ્રાને ન ગમે. હુ તેને મારી શકાય તેની રીત બતાવુ છું. આ જંગલમાં કોઇ માણસ ઝીબ્રાને મારવાની રીત જાણતો નથી. હું ઝીબ્રા સાથે આખી જીંદગી વિતાવી છે. તો આજે છેલ્લી ઘડીએ મને એક બોલ સંભળાવ્યો છે. હુ ને ઝીબ્રો આજે બે જ જણ જંગલમાં આવ્યા હતા. અચાનક ઝીબ્રાએ મારા ઉપર તરવારના ઘાં કરીને ભોય પર ઢાળી દિધો ને તેને બચે જ નહી તેની ખાતરી થઇ ત્યારે તે બોલ્યો. તુ તારુ આવડ્યુ ચલવે છે અને મને મારવો હોય તો બુચા દેશના દેવોમાંથી મારો અમર દિવો બુઝાવ. આમ કરતા મારા પેટમાં તરવારનો મોટો ઘા... ઘા... બોલતા પેલો ઠંડો થઇ ગયો. આજ સુધી તેનો સાથી પણ જાણતો ન હતો. ને ઝીબ્રો પણ હજુ આ ડુંગરની બહુ દૂર તો ના જ ગયો હોય તેટલા સમયમાં આ ઘટના બની ગઇ.

દેવસિંગ તેને કોઇ ડાકુ જોઇ જાય તો પુરો કરી દે તે માટે છાનોમાનો આ જગ્યાએ થી ખૂબ જ દૂર નીકળી ગયો. કોઇ જગ્યા પર તેને પાણી પણ પીધુ નહી. સીધો પોતાના રહેઠાણ ઉપર પહોંચી ગયો.

આખી રાત પડખા બદલી બદલીને રાત વિતાવવા લાગ્યો. આ બુચા દેશ કઇ બાજુ હશે? કેટલો દૂર હશે? ત્યાં કેવુ હશે? જેવુ હોય તેવું બુચા દેશમાં મારે જવું છે. અને અમર દિવો દેવ આગળી બુઝાવવો છે. અને ઝીબ્રાની દેવી શક્તિ ઉતારીદવ. અને તેના પછી એના ઉપર હુમલો કરવો પડશે. પણ એક વાર જો ગુફાઓમાં જવાનું મળે તો ખૂબ સારુ થાય. પણ જવુ કઇ રીતે તેનો ઉપાય ખાસ કાંઇ હતો નહી.

થોડા દિવસ પછી એક મોટા ગામમાં ફરતો ફરતો જતો હતો સામેથી ડાકુઓનું ટોળુ આવતુ હતુ. દેવસિંગના માથે એક સાગમાંથી બનાવેલ સુંદર ખુરશી હતી. તે બુમો પાડતો પાડતો આગળ જતો હતો. હવે ડાકુ ટોળું પણ તેની પાસે આવી ગયુ. એક ડાકુ કહુ, આ ખુરશી આપણા ગુફામાં શોભી જશે. બીજો કહે એમં છે? ચાલ તો એ પણ લઇ લે. આમ કરી બીજો ડાકુ ચાબુકનો ફટકો દેવસિંગને બરોબર મારયો ને કહ્યુ, ચાલ ખુરશી અમને આપે છે કે પછી બીજો ફટકો પાડુ? દેવસિંગ બોલ્યો તમે શું આપશો મારે ત્રણ પાલી અનાજ જોઇએ છે. તમે આપશો? ત્રીજો ડાકુ બોલ્યા અલ્યા ત્રણ તો શુ લે દશ-બાર લે આમ બોલી ઉપરા ઉપરી દસ પંદર ફટકા મારી દિધા. ડાકુઓ ખુરશી લઇને નાસી ગયા. આટલું માર્યુ પણ લોકોનું ટોળુ એકઠુ થયુ નહી. ડાકુના નામથી લોકો નાસભાગ કરી મૂકતા. કોઇ સારા કપડા પહેલ મળે તો તેના કપડા પણ ઉતારી લેતા હતા. દેવસિંગના મોમાંથી લોહી નીકળ્યુ. જમીન પર ઢળી પડ્યો હતો તેથી આખો ધૂળવાળો થઇ ગયો. ડાકુઓના ગયા પછી તે ઉઠીને ચાલતો થયો. ધૂળ શરીર પરથી સાફ કરતો અને ચાલતો.

ઝીબ્રાના દરબારમાં આ દેવસિંગની ખુરશી જઇને પડી એટલે ઝીબ્રો આદેશ આપ્યો. આ ખુરશી બનાવનારને મારી આગળ લાવો. બીજા દિવસે જે ડાકુઓ દેવસિંગને ઓળખી શકે તે એક અને બીજા બે આમ ત્રણ ત્રણની ટુકડીઓ ત્યા આજુ બાજુના ગામોમાં દોડાવ્યા. ને દેવસિંગને જોતા વાર ન લાગી તેને ફટકા મારી મારીને દોડાવ્યો ને ગુફા ઉપર આવવા લાગ્યા. ત્યાં મોટા મોટા ડુંગરો હતા આજુ બાજુ ખુબ જ ઉંચા ડુંગર

ખરેખર કયા ગુફા છે તે જણાતુ ન હતુ. તેવો એક ખીણમાં ઉતરયા ત્યા થી ઉપર દેખે તો જબરજસ ઝાડવા તેમના રસ્તા ઉપર એટલુ ચોખુ હતુ. બાકી જો છુટીને ઝાડવામાં છુપાઇ જાય તો કદી પણ ના જડે તેવું પાનથી ડાળખાઓ જારાઓ ઝુલી રહ્યા હતા. ઉપર તો મોટા મોટા ઝાડનો છાયડો હતો. તેની નીચેથી પસાર થઇ રહ્યો હતા. આજુ બાજુ દેખાતુ ન હતુ. ઉંચે કોઇ જગ્યાએ નજર કરી શકાય તેમ હતુ. પણ માથાની પાઘડી પણ પડી જાય એવો ડુંગર દેખાતો હતો. અને સામેની ધેળ પર પણ તેવો જ ડુંગર હતો. હવે આ ખીણ જબર સાંકળી થતી જતી હતી. માંડ માંડ બે ઘોડા ટાળો આપી શકે તેમ હતુ. ઝાડવા હતા નહી પણ એક તિરાડમાં ઉતરી પડ્યા હોય તેવુ ઉપર જોતા લાગતુ હતુ. હવે તીરાડ ની અદર નહી પણ થોડા થોડા કોતરીને રસ્તો બનાવેલ હતો. રસ્તો એવો કે એક બાજુ ઉંઠી તિરાડ (ફાડ જેવી ખીણ) અને બીજી બાજુ દિવાલની અંદર એક ઘોડો જાય એવો રસ્તો. અહીં ઘોડો પાછો વાળી શકાય એવું ન હતુ. જો ઘોડો અહીથી પાછો વળે તો તિરાડમાં પડી જાય. અને તિરાડમાં પડે તોય છેક નીચે સુધી ના પહોંચાય. અધ વચ્ચે ભચડાઇ જાય. અને ત્યાંથી નીકળી શકે જ નહી ઉપર તો નજર પહોંચી શકે જ નહી. કેમ કે તે એક કોતરી કાઢેલા રસ્તા ઉપર જઇ રહ્યા છે. અમુક અમુક જગ્યા ઉપર ડાકુઓના પહેરા હતા તેમના માટે કોતરીને બનાવેલ બખોલ હતી. આવું થોડુક ગયા હશે ત્યા મોટા પથ્થરો દેખાયા. અને તે જગ્યા એટલે નીચે ખીણ, અને ઉપર ડુંગર એટલે ડુંગરની વચ્ચો વચ્ચ હશે અને ત્યાજ આ રસ્તો જતો હતો. આ રસ્તા સીવાય ત્યા જઇ શકાય તેમ ન હતુ. ત્યા પહોંચી ગયા. ત્યા થોડા મેદાન જેવુ હતુ. ત્યા ઘોડા બાંધી દિધા અને એક ગુફામાં પ્રવેશ કર્યો. અહી તો મોટી મોટી મૂછોના તરવાર ભાલા સાથે ડાકુઓ પહેરો કરતા હતા. અંદર ગયા તો મોટા મોટા પથ્થરોની ગુફા હતી. કુદરતની કળાએ એક મોટી ગુફાના ઉભી હતી. અંધારુ તો હતુ પણ મસાલો ગોઠવેલ હતી. જેથી અજવાળુ હતુ. અંદર તો ઉપરથી ટપક ટપક પાણી પડતુ હંતુ. અમુક જગ્યા ઉપર વહીને ખડખડ જતુ હતુ. પથ્થરો ઉપર લીલ પણ જામી ગયેલી હતી. અને તેઓ ગુફામાં આગળ જ જતા હતા. અને નવું નવું આવતુ જ હતુ. અહી એક મોટો હોલ જેવું હતુ ત્યાં ઉભો રાખ્યો અને એક જણ નાનકડી ગુફામાં પેઠો પછી થોડા ટાઇમ થયા પછી તે પાછો આવ્યો અને દેવસિંગને લઇને તે અંદર ગયો. અંદર પણ એક મોટો હોલ હતો. અંદર રીતસરના લાઇન બંધ ડાકુઓ ઉભા હતા. સામે એક બેઠો હતો. તે તો મોટી મોટી લાલ આંખ ગરામાં જાતજાતના હાર પહેરેલ ખૂબ જ જાડો પણ હતો. ગાલ તેના ફુગ્ગા જેવા ફુલેલા હતા. વાળ તેના મોટા મોટા હતા. છાતી તેની ભરાવદાર હતી અને બધાની સરખામણીમાં તે ખૂબ જ ઉંચો હતો પગ તેના હાથી જેવા હતા. હાથના નખ પણ તેના મોટા હતા. હાથ ઉપર હાથી દાંતના મણકા વાળા દોરા બાંધેલ હતા. મસાલોની ઝગ ઝગ થતી જોતથી ગુફા ભયાનક હતી. ભયાનક ગુફા તો હતી જ પણ આ બધાના ચહેરા વધુ બિવાડે તેવા હતા. હવે ડાકુ વધુ ટટાર બેસે છે ને તે બોલ્યો. આ છે ખુરશીનો કારીગર એમ ને? તને કેવો લાગે છે. આ ગુલઝારનો દરબાર તેના રાજા અમે છે. એ તો તને ખબર જ હશે વધુ કેવાની જરૂર નથી. હવે દોસ્તો આપણા દરબારમાં તેનું સ્વાગત કરો. અને આપણે આનંદ લઇએ. હા... હા... હા... આજુની લાઇમાંના આજુ બાજુથી બે ડાકુઓ ચાબુકના ફટકા બંને બાજુથી મારી દિધા. હવે તેને અહીંથી લઇ જો અને મહેમાન હોલમાં તેનો માનથી ઉતારી આપો. બે ડાકુઓ તેને ઢહેળીને બહારના હોલમાથી બીજા હોલમાં લઇ ગયા ત્યા બધા તેમના કેદ કરેલા માણસો હતા. ત્યા તો ખીચો ખીચ ભરેલ હતા.

ગરમી પણ ખૂબ જ થતી હતી. અહી પાણી ટપકવાનું કે વહેવાનું એવુ કઇ જ હતુ નહી. હોલ તો મોટા હતા પણ માણસો પણ વઘુ હતા. એમા સાંજના સમય થયો ત્યારે બોર આપવામાં આવ્યા અને તે પાછા પાચ પાચ જ હતા. આવું ખાવાનું હતુ બધા લોકોના ચહેરા પર હાડકા દેખાતા હતા. તેમા એક મોટી દાઢીનો અને ઉચો માણસ હતો તેની સામે દેવસિંગ ગયો. આ માણસ દયાળુ હતો. માથે હાથ ફેરવીને બોલ્યો કયાથી બેટા આવ્યો છે. દેવસિંગ કોઇને સમજણ પડે નહી તે રીતના મહારાણી આપેલ વીટી બતાવી. કાનમ રાજા તરત ઓળખી ગયો. ઇશારાથી વાતોની આપણે કોઇને ખબર ના પડે તેમ કરતાઃ

બીજા દિવસે ડાકુ એક આવ્યો દેવસિંગને કાન મચડીને ઉભો કરીને ઝીબ્રા પાસે લઇ ગયો. કાન મચતી વખતે દેવસિંગને એટલો બધો ક્રોધ આવી ગયો કે એને બે પાટા મારીને ભોય ભેગો કરી નાંખુ. પણ અહી આવું ચાલે તેમ ન હતુ.

ઝીબ્રાએ બે માણસોને આદેશ આપ્યો કે આ કારીગરને ભાડવરાજના રાજા શોભાસિંગને આપી આવો. દેવસિંગને લઇને ડાકુઓ ભાડવરાજયમાં પહોચી ગયા. ત્યા દેવસિંગને આપ્યો અને તેના બદલે શોભાસિંગ કિંમતી વસ્તુઓ મોકલાવી દિધી. દેવસિંગ નમીલો ભાડવ રાજયના રાજા શોભાસિંગનો ગુલામ બની ગયો. રાજા તેની પાસે જાત જાતના લાકડા કામ કરાવતો હતો. અને લડાઇની તાલીમ પણ આપતો. તેથી અહીં તેને સારુ હતુ. આમં રાજા પણ સારો હતો. તેને ગુલામની જેમ રાખતો ન હતો. જેટલો તેને છુટથી ફરવુ હોય તેટલું તે ફરી લેતો હતો.

દેવસિંગને અહીના મિત્રો પાસેથી બુચા દેશ કઇ બાજુ હશે? તે પ્રશ્ન રહ્યો ન હતો. તેને તે નિશાની મળી ગઇ હતી. પણ બુચા વિસ્તાર કેટલાય દેશ વહીએ તો આવે છે. અને ત્યા જઇ શકાય તેવું ન હતુ. અહીયાના રાજાઓ પોતપોતાના સીમાડા ઓળગીને આવો જ લોકોને ભાગ્યેજ જીવતા રેવા દેતા હતા. અથવા ગુલામી કરવાનું કામ સોંપી દેતા હતા.

વર્ષમા એક વખત હરીફાઇ રાખવામાં આવતી હતી. આ હરીફાઇમાં રાજાની કુંવરી પણ ભાગ લીધો અને દેવસિંગ પણ ભાગ લીધો હતો. હરીફાઇમાં ઘોડા દોડાવવામાં રાજાની કુંવરી આગળ નીકળી ગઇ હતી અને દેવસિંગ બીજા નંબર ઉપર આવ્યો. અને તીરમાં દેવસિંગ આગળ હતો. અને કુંવરી બીજા નંબર ઉપર હતી. આ બધામાંથી કુંવરીને તો બધા ઓળખતા હતા. પણ દેવસિંગ નવો ચહેરો હતો. બંને જુવાન છોકરા હતા. એક હતો ગુલામ અને બીજી રાજાની કુંવરી. આ બંનેની આંખો એક ના થાય તે માટે રાજાએ દેવસિંગને આ રાજયની બહાર જવાનો હુકમ આપ્યો. રાજાના માણસો તેને સીમાડો બતાવવા ગયા. અને તે બુચા દેશ તરફ જ જવાનું હતુ. દેવસિંગને લાગ્યુ જે જગતનો તારણહાર કરે છે. તે મારે માટે સારુ જ કર્યુ છે. આમાં ગુલઝાર દેશ ઉપરનો ત્રાસ હળવો થાય તે માટે માર પ્રયત્નો છે અને તે માટે પરમાત્મા સારુ એવું બળ પુરુ પાડે છે.

રાજાએ તેને સાધન જે જે જોઇએ તે આપ્યા હતા. તરવાર ગોફણ તોરી અને વાસણ અને ખાદ્ય સામ્રગી પણ થોડી થોડી આપી હતી. આ રાજયનો સિમાળો ઓળગીને તે બીજા રાજમાં જતો હતો. જંગલમાં જ રાતો ગાળતો હતો. કોઇ વખત ગામડા પણ દેખાતા પણ તે ગામડામાં જતો ન હતો. અને જંગલ જંગલમા જ તે આગળ વધતો હતો. જે કાઇ ફળફળાદિ મલે તે ખાતો અને રાત્રીઓ વિતાવતો અને જયારે ચાલવાનું મન થાય તો તે ચાલતો. અહી આળુ અવળું રાજય તે આમં જ ઓળગી ગયો પણ કોઇને નજર પર આવ્યો નહી. બીજા રાજયમાં અધવચ્ચે ગયો હશે ત્યા જ તેને થોડા માણસોનો અવાજ આવ્યો. તેથી તે ઝાડવાના થડમાં છુપાઇ ગયો. એટલામાં તેને અવાજ વધુ ચોખો સંભળાવા લાગ્યો અને થોડુ થોડુને દેખવા પણ લાગ્યો. કોઈ ત્રણ

જણ એક યુવાનને પકડીને લઇ જઇ રહ્યા હતા. દેવસિંગને કઇ કાળું ધોળું લાગ્યુ. એક માણસને ગડદા પાટુ મારી મારીને લઇ જઇ રહ્યા હતા. દેવસિંગ પોતાની કેડમાં બાંધેલ ગોફણ કાઢી અને પેલામાંથી એક જણ છેલ્લે ચાલતો હતો તેને માથામાં લાગે તે રીતના ગોફણ ચલાવી અને તેને એક જ પથ્થરથી ભોંય પર ઢાળી દિધો. તેને ઉઠાડવા માટે બીજો પાછો ફર્યો અને બીજો પેલા માણસને છોડીને પોતાનું તીર કામઠુ લઇને દેવસિંગ તરફ છોડ્યુ પણ દેવસિંગ ઝાડનો બરોબર આસરો હતો. બીજો પથ્થર મારીને બીજાને પણ ભોય પર ઢાળી દિધો. હવે એક જણ હતો તેને પણ બીજો પથ્થર મારીને ઘાયલ કર્યો. તેવો ત્યાંથી એક એક પથ્થરમાંજ ઉઠાય ના તેવા તેવા થઇ ગયા. દેવસિંગ ત્યા જ બે બે પાટુ મારતા ઉપર પહોચી જાય તેવા થઇ ગયા હતા.

પેલો માણસ દેવસિંગને ભેટી પડ્યો ને દેવસિંગનો ખભો આશુથી ભીજવી નાખ્યો. પેલો માણસ કહે ભાઇ આજે તુ અહીયાના હોત તો આજે મને આ માણસો મારી જ નાંખતા.

એટલામાં રાજાના માણસો ઘોડા દોડાવતા ત્યા આવી પહોચ્યા, ને બોલ્યા વૈદ્ય કકા તમને કોણ બચાવી લીધા? બીજા માણસો પેલા ત્રણ લોહી લુહાણ માણસને ઘોડા ઉપર બેસાડી દીધા અને વૈદ્ય સાથે દેવસિંગને પણ લઇ ગયા.

બીજા દિવસે ન્યાય કરવા માટે સભા બોલાવી હતી. રાજા બોલ્યા, આપણા વૈદ્ય કાકા હવે તેમની ઘટના કહે છે. વૈદ્ય કાકા બોલ્યા, આપણા મહારાજા ના એક ના એક કુવર બિમાર છે. અને તેને મારી દવાથી સારુ લાગે છે. એટલા માટે હુ વધુ સારી દવા જોવા માટે જંગલમાં ફરતો હતો. કુંવર માટે દેશ દેશના વૈદ્ય બોલાવ્યા છે પણ કોઇની દવા કામ આવી નથી. જયારથી હુ ક્યા આપી છે. ત્યારથી સારુ છે. અને એ કુંવર સારો થાય એવુ આપણા જ માણસોની ઇચ્છા નથી કારણ કુંવર એક નો એક છે. અને જે મરી જાય તો તેના વારસ બનાવાના છે. અને આમં ધારીને જ એ લોકો મારી ઉપર જંગલમાં જ તૂટી પડ્યા. મારો એક સાથી હચો તે મહેલ તરફ ભાગી છુટ્યો તેની પાછળ બે માણસો પડ્યા અને મારી પાછળ ત્રણ માણસો. હુ તો પૂરેપૂરો સપડાયો હતો. જયારે મારો સાથી મહેલ પહોચી ગયો ને સૈનિકોને લઇને આવતા ઘણું મોડુ થઇ ગયુ હતુ. પણ મારી મદદે આ સામે છોકરો છે તે આવ્યો અને તેને મને બચાવ્યો એ કેવી રીતે બચાવ્યો તે હુ જાણતો નથી. કેમ કે હુ એટલો ભયભીત હતો કે હુ ક્યા છુ તેનું પણ ભાન ભૂલવા આવી હયો હતો. મહારાજા બોલ્યા, વૈદ્ય કાકા હવે તમે બેસી જાવ અને હવે વૈદ્ય કાકાને બચાવનાર વીર જવાન ને કહીએ કે તેવો કેવી રીતે વૈદ્ય કાકાને બચાવ્યા, વીર જવાન પહેલા તુ ક્યાથી આવ્યો છે તે કહે જે અને પછી બચાવ ની વાત.

દેવસિંગ બોલ્યો હું ખૂબ દૂરનો પરદેશી માણસ છુ. હુ છાનોમાનો તમારા રાજયમાં થઇને બુચા દેશ તરફ જઇ રહ્યો હતો. જે હું તમારા નિયમોનું પાલન નથી કર્યુ. તેથી હુ તમારી સજા જે કરે તે ભોગવવા તૈયાર છુ.

રાજા બોલ્યા:- સજા ની તો આપણે વાત જ નથી કરતા. તુ સજાને પાત્ર નથી પણ ઇનામ ને પાત્ર છે. આજે એક વૈદ્ય ને બચાવ્યો અને તે મારા પુત્રને બચાવશે તો તમે મારા પુત્રને બચાવ્યા બરાબર છે. તો પછી એમાં સજા શેની.

દેવસિંગ બોલ્યો :- હુ કોઇ માણસોનો અવાજ સાંભળીને ઝાડનો થડનો આશરો લઇને છુપાય ગયો. ત્યા આ વૈદ્ય કાકાને લઇને ત્રણ માણસો. મારતા મારતા જતા હતા. હુ સમજી ગયો કે આ માણસને બચાવવો જોઇએ. અને તરત જ ગોફણમાં પથ્થર મુકી તેમને ઘાયલ કર્યા. તેવો પણ મારા સામે તીર ચલાવ્યા પણ હું ઝાડવાની પાછળ હોય તેથી કાઇ થયુ નહી. હું વૈદ્ય કાકાને બચાવ્યા બાદ તરત જ સૈનિકો આવી ગયા. અને અમે અહીંયા આવ્યા.

પછી રાજા બોલ્યા : મારા પુત્રને મારવા માટે તમે એક વૈદ્યનું ખુન કરવા જંગલમાં તેની પાછળ પડ્યા.

મારા ભત્રીજાઓ હવે તમને આની સજા અઘારી કોટડીની છે. પેલા પાંચ જણાઓને ભરી સભામાં બરોબરના ચાબુકના ફટાકડા બોલાવ્યા અને કેદ કર્યા.

રાજા એ જાહેર કર્યુ કે આવા જુવાન વિરને હું આ દેશમાં રેવા માટે ઘર અને એક ઘોડો અને દસ ગાયો એ જમીન આપવાની અને તેના ઇનામ રૂપે હું તેને ઘરેણા અને અનાજ આપીશુ.

દેવસિંગ બોલ્યો આ બધુ તમે આપો છો તે બરોબર છે. પણ હુ એ ઇનામ લઇ શકુ તેમ નથી. મને જે આશા છે તે બુચા દેશ પહોચવાની છે. તેમા તમોને મદદ થઇ શકતી હોય તો કરો. રાજા બોલ્યા, આમાં મારાથી કંઇ થઇ શકે તેમં નથી. હમણા થોડા મહિના આગળ અમારી જોડના રાજા જોડ લડાઇ થઇ હતી. તેથી આ રાજય જોડે અમારી દુશ્મનાવટ છે. અને એ દેશમાં અમારી ઓળખાણ નીકળે તો તમે બચી શકો નહી. માટે અમારી મદદ ચાલે નહી. તમારે છુપી રીતે નીકળવા માટે અમે જંગલ રસ્તો બતાવીએ છીએ એ રસ્તા ઉપર તમારે જવાનું અને એ પછી બુચા દેશ આવી જશે. આ રસ્તો જંગલી જનાવરનો ભયવાળો છે.

હવે આ રાજયની હદ સુધી રાજાના સૈનિકો મુકી આવ્યા પણ આગળના રાજમાં દેવસિંગને એકલા જ જવાનું હોય છે. જયા જે મળે તે ખાવાનું હતુ. સાથે વધુ અનાજ ઉચકાય ના માટે થોડુ જ રાખતો અને કાદ ફાળ ખાઇને આગળ જતો. જયા રાત પડે ત્યા ઉંઘી જતો. કોઇ જગ્યા ઉપર ભુખ્યા પણ ઉંઘવુ પડતુ હતુ.

એક દિવસ બપોરના સમયે એક કોતરમાં પાણી પીવા માટે ઊતરતો. ત્યાં જ એક આખલો પણ પાણી પીવા માટે આવ્યો હતો. તે દેવસિંગને દેખતા જ તેની બાજુ આવવા લાગ્યો. દેવસિંગ સમજી ગયો કે અહીથી હવે ભાગ્યા સિવાય ઉપાય નથી. દેવસિંગ કોતરની સામી પાર ગયો. પણ આખલો પાછળ પાછળ આવતો જ હતો. દેવસિંગ થોડી ભાગવાની દોડ વધારી પણ આખલો પણ વધુ દોડી રહ્યો હતો. એક તો નાના નાના ઝાડના ડાળખા તેને રસ્તો આપતા ન હતા. અને કાટા પણ હતા. દેવસિંગ દોડી દોડીને હાં...ફુ...હા...ફુ થઇ ગયો. ઞા આખલો ખુબ જોરાવર હતો. આ જંગલમાં ગમે તે માણસ તેની નજરમાં આવે તો તેને દોડાવી દોડાવીને મારી નાંખતો. આખલો કેટલાય માણસ મારી નાંખ્યા હતા. આ જંગલમાં વાઘ જેવા વાઘ પણ આ આખલાથી બીતા હતા. આ આખલો માણસને દુશ્મન સમજતો હતો. આખલી કપાળ મોટી હતી. તેના ઉપર બે તરવાર જેવી સીંગોટી હતી. શરીર ખુબ જાડુ તેથી દોડવામાં ઓછુ હતુ. તેની ખાથલી પાણી ભરેલી પોટલીની જેમ થલ થલ ઉછળતી હતી. પૂછળી ઉબી રાખીને દોડતો હતો. પગ તો જયા પડે ત્યાં અડઘો ઇંચ ખાડો પાડી દેતો હતો. આંખો તો તેની કાળામાથામા વધુ કચવા જેવી હતી.

આખલાની આગળ નાના-નાના જારા આવતા તેને તો નીચુ માથુ રાખઈને ઉચુ કરતા આખુ જારૂ ઉલટાળી રાખતો હતો. દેવસિંગે ઝાડ ઉપર ચડી જવાનો વિચાર આવતો પણ ઝાડ ઉપરથી ઉતરવા ન દે તો વધુ ગુચવાય જવાય માટે એમ ન કરવુ. દેવસિંગને વધુ થાક લાગ્યો. હવે તે માંડ માંડ દોડતો હતો. સામેના ટેકરા ઉપર એક મોટુ જાંરૂ દેખાયુ તેમા ઉઘડો ઉઘડો પેસી ગયો. અહી જારામાં આવી શકાય તેમં ન હતુ. આખલો જારા આવે જ નહી કેમ કે તે ફસાય જાય એમ હતુ. દેવસિંગ જારામાં જઇને નિરાંતનો શ્વાસ લીઘો. હવે બચી શકાશે. આજે તો ગાંડા જનાવરે ખુબ હેરાન કર્યો. આખલો તો ડોકારતો અને આમ તેમ આંટા મારતો જ હતો પણ દેવસિંગ તેની નજરે ચડ્યો જ નહી. આખરે આખલો કંટાળીને ત્યાથી નાસી ગયો. દેવસિંગ પાસે થોડુ જ પાણી હતુ. તે પીઘુ અને ત્યા જ રાત્રી ગાળી નાંખી. અને બીજા દિવસે આગળ નીકળ્યો. આમને આમ તે બુચા દેશની હદમાં પહોંચી ગયો.

આ દેશ બીજા દેશોની સરખામણીમાં ભયાનક હતો. આ દેશમાં પાંચ દિવસ આવ્યા બાદ છઠ્ઠા દિવસે તે નદીયમાં પાણી લેવા ગયો. અહીં કાપ વધુ હતો. કાપમાં જંગલના જનાવરની પગલી દેખાતી પણ કોઇ

જગ્યા ઉપર માણસના પગ ન દેખાતા અને બળદ ગય. આ જંગલમાં જંગલી જનાવર હતા તે નદીના કાપમાં ચાલતો હતો. તે એવા પટ પર જઇ પહોંચ્યા કે જ્યા કાપથી ખાડો ભરાય ગયો હતો. અચાનક તેના પગ કાપમાં સરર... કરતા સાતી સુધી ઉતરી પડ્યો. દેવસિંગે ખુબ જ નિકળવા માટે ફહા-ફહા કરી પણ નિકળી શકાયુ નહી. એક રાત નીકળી ગઇ તે આખો કીચડમાં લબદાઇ ગયો. કોઇ ઉપાય સુજતો નહી. તે બુમો પાડતો કે કોઇ હોય તો આવે પણ અહી કોય હય તો આવે ને પોતે ધમ પછાડા મારે પણ હવે વધુ ફસાતો જતો હતો. ગળા સુધી કાપ આવી ગયો હાથ આગળ કપમાં રાખીને ખેંચાતો પણ જેમ હળ જમીન ખેડે તેમ હાથની ખેડાય ને આવે કઇ જ આધાર મળતો ન હતો તે તેથી કાડ ઉપર બાંધેલી દોરી કાઢી કાપ હાથથી દોરી પરનો લુછી નાંખ્યો. નદીના કિનારા ઉપર ઝાડ હતા. ત્યા ફેંકી પણ ત્યા પહોચી શકે તેમ ન હતી. એક દમ નિરાશા તેનામા આવી ગઇ. કેટલા જનાવર પાણી પીવા આવતા અને જતા. તેની પાસે પોટલી હતી તે પણ કાપથી લેબદાઇ ગઇ હતી. પાણી પણ તેની પાસે રહ્યુ ન હતુ. નદીમાં હતુ તે થોડુ દૂર હતુ. બીજા દિવસનો બપોર થવા આવ્યો પણ તેનાથી બહાર જ અવાયુ નહી. પાણીની તરસ અને પેટની ભુખ બીજી બાજુ જોર કરી ને લોથ પોથ થઇ ગયો બે હાથ પહોળા કરીને માથુ કાપ ઉપર મુકી દિધુ. તે હવે કંટાલી ગયો હતો. કાપમાં માથુ ગરકી જાય એટલે ઉચકીને બીજી બાજુ મુકતો. આમં કરીને સમય પસાર કરતો.

એટલામાં ત્યા એક સામેની ટેકરી ઉપરથી વાછરડો આવતો દેખ્યો. દેવસિંગને થયુ કે ચાલ વાછરીને બુમ પાડુ તો તે મને બચાવશે. દેવસિંગ ગાંડા જેવો થઇ ગયો. તે પાછો વિચારયુ શુ વાછરડો સમજી શકશે. હુ પણ કેવો ગાંડો છુ વાછરડાને બુમ પાડુ. વાછરડો તો બુમ પાડતા ઉબી પૂછડીએ ભાગવા માંડે.

વાછરડો પાણી પીવા આવી પહોચ્યો. બે ચાર ઘોટ પાણી પીધુ. વળી પાછો ઉચુ મો રાખીને એક હોટ ઉચી કરીને નસકોરા બોલાવે. વળી પાછો માથુ ડોલાવે. શીંગડા તેના નાના નાના શરીર પર ધોળી રૂવાટી લોહીથી જબરો જાડીયો હતો. પૂછડી તેની બંન્ને પીઠ પર પટ-પટ વાળતો. વળી પાણી પીતો.

દેવસિંગ વિચારમાં પડ્યો વાછરડો મને બચાવશે ખરો. તેને ઉપાય સુઝ્યો. દોરી પરનો કાપ ધીરે ધીરે સાફ કર્યો અને ગાળીયો બનાવ્યો. દોરી હાથમાં લીધી એટલામાં વાછરડો દેવસિંગને દેકી કાઢ્યો તે પાછો વળીને ભાગવા જતા દેવસિંગની દોરીનો ગાળીયો તેના ગરામાં પડી ગયો દેવસિંગ દોરી બરોબર પકડી રાખી હતી. વાછરડો બરોબર ચેલવા લાગ્યો પણ ખેચાતુ ન હતુ. વાછરડો બીકનો માર્યો પડી જાય પણ પાછો ઉઠીને ભાગવાનો પ્રયત્ન કરતો.

દેવસિંગ તો ખેંચાયને બહાર નીકળી આવ્યો પણ વાછરડાના ગળામા ગાળીયો બેસી ગયો હતો. તે ખેંચાય ખેંચાયને તેની જીંદગી ત્યા જ પુરી કરી દિધી હતી. દેવસિંગ ત્યાથી ઉઠીને વાછરડા તરફ દોડી ગળામાંથી ગાળીયો કાઢી નાંખ્યો. પણ ત્યા સુધી તે ત્યા જ રહ્યો ન હતો. દેવસિંગને બચવાની આશા ન હતી પણ એક વાછરડો તેનો જીવ ખોવીને બચાવી ગયો. દેવસિંગની આંખમાથી આશુ ટપકી પડ્યા. તે વિચારોમા બોલ્યો લોકો કહે છે કે બુચા દેશ ખુબ ખરાબ છે. પણ મારા માટે એક પ્રાણી જીવ ખોયો છે તેની આ સેવા હુ જીંદગી ભુલી શકુ તેમ નથી. ગુલઝાર દેશની જીતમા પહેલુ બલિદાન તારુ છે. તારા નામની ગુલઝારમાં એક નિશાની મુકીશું.

દેવસિંગ પોતાના શરીર પરનો કાપ ને કપડા બધુ ધોવી દિધુ. પછી આગળ ચાલી નિકળ્યો. દિવસે દિવસે આગળ ને આગળ જતો હતો. સામે એક મોટો ડુંગર દેખાયો પણ હજુ દૂર હતો. ગામો દૂર હતા નહી એક દિવસ રાત્રિમા ઉંઘી રહ્યો હતો. રાત્રે ઢોલ નગારા ના અવાજો ગામડામાં થતા હતા. લોકો તુટીને જંગલોમાં દોડ્યા હતા. દેવસિંગને ખબર ક્યાંથી. આ દેશમાં એવું હતુ. અહી ની પ્રજા લુચી હતી તે પ્રજા દેવની સેવા કામ

કરતી પણ દેવની આંગણુ સાફ કરવુ અને લીપવા માટે બુચ્ચો કામ આવે ના એટલે એ લોકો બુચો ના હોય તેવા પુરુષ પકડી લાવતા. દેવની પૂજા કરવા બડવાને ખબર પડી કે બુચા દેશની અંદર કોઇ સારો માણસ પેઠો છે અને તેને પકડવા માટે ઢોલ નગારુ વગાડવામાં આવતુ અને તેને સાંભળીને એક બીજા ગામો વગાડતા જેથી બધા લોકોને આજુ-બાજુ જંગલોમાં સારો માણસ જોવા દોડતા.

દેવસિંગને આમ જ હતુ કે આ લોકો નાચતા હશે. શાંતિથી તે ઉંઘતો હતો. દેવસિંગની આંખ ઉઘડી તો સામે નવા નવા ચહેરા દેખાયા. દેવસિંગ તરફ ભાલા રાખીને આગળ આવી રહ્યા હતા. પાછળ સહેજ મોડુ ફેરવીને દેખે તો પાછળ પણ આજ સ્થિતી હતી કરતો કરતો ઉભો થઇ ગયો. બે માણસ આવીને તેના બંને હાથ પકડીને ચાલી નીકળીયા તેમના ચહેરા દેખા તો એટલા કદરુપા લાગતા કે વાંદરા માકડાના તો રૂપાળા હોય. દાત મોટા મોટા શરીરમાં કાળા રંગ કાન બુચ્ચા હતા. તેના હાથ પગમાં નદીના ચીપલાના ઘરેણા અને હાડકામાંથી બનાવેલ હતા. શરીર ખુબ જાડા હતા. શરીર તેમના ઉઘાડા હતા તેમને એક હેડ્યુ એકલુ બાંધેલ અને માથે ફાટેલા કપડાની પાઘડી બાંધેલ હતી.

એ લોકો એટલા આનંદમા હતા કે જેનો પાર ના એ લોકો બોલે તે સમજી શકાતુ ન હતુ. કોઇ શબ્દ જ સમજી શકાતો. બાકી બીજી બોલીમાં દેવસિંગને કોઇ ગતાગમ હતી નહી.

રાજા સામે તેને હાઝર કર્યો. રાજાએ તેને એક કોટડીમાં પુરી રાખ્યો. ત્રીજા દિવસે પુનમ હતી. દેવસિંગને મનમાં થતુ લોકો પકડીને લાવ્યા છે. મને તેથી જોવા મુશ્કેલી પડી નથી. હવે શુ કરે લોકો તેનો ડર હતો. રાત્રે દેવસિંગ પકડીને ડુંગર ઉપર ચડાવ્યો ત્યા બડવો અને બીજા લોકો બેઠો જ હતો. કેટલાક લોકો નાચતા હતા સ્ત્રીઓ ગીતો ગાતી હતી. શું ગાવે છે શું બોલે તેની સમજણ હતી જ નહી. એક ઝાડ હતુ ત્યા ઘોડા ને બીજી દેવની વસ્તુ હતી. એક બુચા માણસે દેવસિંગને સાવરણી આપી.

દેવની જગ્યા ઉપર સાવરણીથી સાફ કરવાનો ઇસારો કર્યો. બીજો માણસ પાણી અને વાસીદુ લઇને ત્યા આવ્યો તે વાસીદુ આપીને લીપવાનો ઇસારો કર્યો. દેવસિંગ લીપવા બેઠો આગળ દેવનું સ્થાન છે. આગળ પચાસ ઉપરાંત દિવા સળગે છે. અને ઉપર ઢાલાથી ઢાલેલ છે. અને કોડીયા ખુબ મોટા છે જેમાં વારે વારે તેલ પુરવા લોકો બેઠા છે. અને એજ અમર જયોતો હોય તેવુ દેવસિંગ ચોકસ જણાયુ પણ આમાં ઝીબ્રાની જયોત કઇ હશે તે પ્રશ્ન થતો લીપતો જઇને તપાસ કરતો પણ ખ્યાલ આવતો ન હતો. હવે ઉપરની લાઇનો વચ્ચમાનો દિવો તેને ગુલઝાર બાજુના લોકો પૂજામાં મૂકતા તેમ આખા ચોખા ઉપર કોડીયુ મુકેલ હતુ. અને પૈસાનો સિક્કો દેખ્યો તેને ગુલઝારનો હતો. દેવસિંગ તે દિવાને બુઝાવીને ઉપર ઢાબુ મુકી દિધુ. અને બીજુ ઢાબુ હટાવીને લીપવાનું શરૂ કર્યુ. દેવસિંગને દિવો બુઝાવ્યાનો આનંદ હતો.

રાત્રીના સમયે બડવો ધુનતો જઇને બોલ્યો. આજે મારે આંગણે જે જુવાન સાફ કર્યુ છે અને મારુ સ્થાન લીપણ કરી આપ્યુ તે નમિલો છે અને નમીલા છોરાને આ દેશમાંથી ખુશ કરીને જ મોકલવો છે. જેને આપણા રાજના એકસો એકાવન સૈનિકો આપવા આ દેશના રાજાને મારો હુકમ છે.

દેવસિંગ સૈનિકો લઇને મહારાણી રહે છે તે ગુફામાં મહીનાઓ બાદ આવી પહોચ્યો. મહારાણી વધુ ઉંમરના થઇ ગયા હતા. દેવસિંગને દેખીને મહારાણીને આનંદના આસુ ટપકી પડ્યા. સારા ખરાબ સમાચાર પૂછ્યા. બધા ગુફામાં સમાય શકે તેમ ન હતુ. બુચા સૈનિક સાથે દેવસિંગ પણ બહાર જ ઉંઘતા હતા.

બીજા દિવસે મહારાણી અને ભીમો ભીખો રાજ શીવો અને દેવસિંગ બેઠા ગુફા પરથી ગયો ત્યારની વાત સરુ કરી અને આવ્યા ત્યા પુરી કરી અને એ પછી અહીયા શુ થયુ તેની વાત મહારાણી કરી. અહીયા તારા ગયા પછી એક વર્ષને એક મહિનો થયો હશે? ત્યારે રાજને ભીમાની પાછળ સાત માણસો આવ્યા હતા. અને

તે હતા ઝીબ્રાના જ માણશો. રાજને ભીમો દોડી આવતા હતા. શીવો ને ભીખી તે દિવસ બહાર જ હતા. નદીના મેદાનમાં જ રાજ અને ભીમો બહાર બેઠેલા સીવાને ઇસારો કરી દિધો એટલે તેવો પણ નદી પર પહોચી ગયા. એટલામાં રાજ અને ભીમો પણ નદી ઓળગી ગયા. થોડી જ વારમાં ડાકુઓ આવી પહોચ્યા. આ બાજુ ચાર ભાઇઓ તીર લઇને બેઠા જ હતા. પેલા લાકડાના ગબા નદીમાં ગવડાડીને ત્રણ જણ નહી ઓળગવા અડધી નદીએ હશે એટલામા આ બાજુથી તીર છોડ્યા. એ લોકો અમારા પર તીર છોડ્યા પણ અમે તેમને દેખાતા ન હતા. તેથી નીશાનો ચુકતા હતા. આ બાજુથી કોઇ જ તીર નકામુ જતુ હતુ કેમ કે અમે તેમને ચોખા દેખતા હતા. સાતે સાત જણને અમે પુરા કરી દિધા. એક જણ તો ભાગી જતો હતો. પણ તેને પાછળ દોડીને પુરો ર્ક્યો હતો. એ લાશોને અમે કોઇને ખબર જ ના પડે તે રીતના ફેંકી દિધેલી. એ વખતે રાજને એક તીર ખભામાં વાગેલુ. તેથી તે થોડા મહિના કાંઇ જ જઇ શકાયુ ન હતુ. જો એમાથી એકાદ ડાકુ ભાગી જતો તો અમે જીવતા રહ્યા ન હોત.

દેવસિંગ બુચા સૈનિકોને તીરકામઠા અને બીજી બધી પ્રેકટીસ કરવા જણાવ્યુ. અને તેનો છ જણ હવે આગળ શુ કરવુ તે વિચાર રજુ કર્યો.

દેવસિંગ બોલ્યો હવે આપણે આવતી પુનમ પછી ઝીબ્રા ઉપર લડાઇ કરવાની છે તે માટે હુ શીવા અને રાજ ને ભાડવરાજ વટી એક રાજ્ય આવે છે તે રાજ્યના રાજા મારા મિત્ર બન્યા છે. તેને સમજાવવા જવાનુ છે અને કાલે જ નીકળવાનુ છે. ત્યાથી હથીયાર અને એકસો જેટલા સૈનિકની માંગણી કરવી છે અને જરૂર તે મારુ નામ લેતા જ મદદ આપશે. અને એ રાજા ની સારા સારી શોભાસિંહ જોડ છે એટલે કાઇ વાંધો આવે નહી. શોભાસિંહને પણ આપણે જે મદદ આપે તે માંગણી તો કરવાની જ છે. એટલે ત્યા પણ શીવા અને રાજને જવાનુ છે. અને પાછા અહી આવવાનું નહી પણ અમારુ સૈનિક પૂનમ પછીની પાચ પર ઝીબ્રા ઉપર તુટી પડશે એટલે તમારુ કામ પણ ચોથ સુધી પુરુ થઇ જાય એટલો રસ્તો છે. ખાતરકાકા ને પણ આપણે ખબર મોકલવી છે. અને તે માટે ભીમો અને ભીખો જશે. હુ અહીયા થોડા દિવસ આ લોકો આ પીગના જંગલોની માહિતી તથા લડાઇ કઇ રતના કરવી છે. તે શીખવવું છે.

દેવસિંગના કહીયાં પ્રમાણે પોતા પોતાનું કામ કરી આવી ગયા તે ગુલઝાર નજીકના જંગલોમાં બીજ ના દિવસે મળી ગયા. મિત્ર રાજાના સૌ ઘોડેસવારી સૈનિક અને સૌ ચાલતા સૈનિક અને શોભાસિંહના સૈનિક સાથે પોતે શોભાસિંગ યુદધમાં આવવાના સમાચાર મળ્યા. અને યુદધ સાધન અને અનાજ પુરુ પાડવાના હતા. અનાજ મિત્ર રાજા પાસે થી આવવાનું હતુ.

દેવસિંગ તરવાર, ગોફણ, તીરકામઠા સાથે પાંચમની સવારે એક મેદાનમાં ચાર રાજ્ય ના સૈનિકને માહિતી આપે છે.

આપણા ખાતરકાકાએ તૈયાર કરેલી આ પીળી પટી ગુલઝારના અને બુચા દેશના બહાદુર સૈનિક બાધ છે. અને લીલા કલરની પટી આપણા જોડેના રાજા શોભાસિંગના બહાદુર સૈનિક બાધ છે. અને લાલ કલરની પટી મારા મિત્ર રાજા સૈનિકને બાંધવાની છે.

દેવસિંગ બોલ્યો, હે બહાદુર વિર જવાન આપણે આજે આ પીગ ડુંગરીના ડાકુ ઝીબ્રાને પુરો કરવા આજે મેદાન ઉપર આવ્યા છે. વર્ષોની ઝીબ્રાએ આપણી બહેનોની આબરૂ લુટી છે. તમારા મારા રોટલા ખુચી ખાધા છે. રડી રડીને વર્ષો વીતાવ્યા છે. આપણે એની ઝાપટો તો કેટલી ખાધી છે તો આજે તુટી પડો અને ચુથી નાંખો આજે આ ડાકુઓને વીર જવાનોના રૂવાળા ઉભા થઇ ગયા. ગુલઝારના જવાનો પણ સૈનિકોના ખાતરકાકાના વડપણ હેઠળ હતા. ઘોડાઓ બે કાબુ બન્યા હતા. તેમને સૈનિકો બેરે બેરે કાબુ લેતા હતા. બધાની તરવારો

ચગમગી રહી હતી.

ખાતરકાકા ઘોડા ઉપર બેઠા બેઠા બોલ્યા ચાલો વિર જવાનો તરવાર ઉચી કરો ને બોલો... વિર જવાન દેવસિંગની જય...

ઘોડાઓ દોડ્યા... તરવારો ચગમગે... ઝાડ આવે ઝાડને ચટાક દઇને ઉડાવી દેતી... જંગલના સિંહ ભાગ્યા... ઉંદર ભાગ્યા... મચ્છર માખી ભાગી... ગુલઝારની સ્ત્રીઓ જાગી, ઘરડા જુવાન થયા. સ્ત્રીઓ રોટલા બનાવી બનાવીને સૈનિકોને મોકલાવે બાળકો પણ મદદ કરે.

ગુલઝાર દેશ આખો તુટી પડ્યો ઝીબ્રા પર પીગ ડુંગરીમાં ઘેરાવ કરી લીધો. આ વાતની જાણ ગુફામાં બેઠેલા ઝીબ્રાને કરી. ઝીબ્રાએ ડાકુઓને એકઠા કર્યા. ઝીબ્રાને જીતતો આવતો એટલે તે જીત જ માણતો, ઝીબ્રાએ ખબર આપનારને પુછ્યુ આ યુદ્ધમાં કોણ કોણ સામેલ છે. ત્યારે ખબર આપનાર ડાકુ બોલ્યો. આ યુદ્ધમાં દેવસિંગ શોભાસિંગ અને ખાતરકાકા છે. આ ઉંદડાઓની કુદામ કુદ અહીયા સુધી છે. એમને તો સાંભળો મિત્રો આપણે ગુલઝારની જીત કરી છે. હવે આપણે ભાડવરાજને પણ જીતવુ છે. મિત્રો યાદ રાખજો આપણે પેલા ત્રણને મારી નાખવાના નથી પણ જીવતા લાવવાનું છે. અને મારે મારા મિત્રોને રીબાવવાનો શોખ છે. જો તેવો મરી જાય તો મને જીતનો આનંદ રહેશે નહી માટે તમે જીવતા પકડજો. હુ તેમને એવા રમાડીશ કે જેમ બિલાડી ઉંદરડાને રમાડે. એમને તો જીવતા હાડપિંજર બનાવી દેવા છે. તેમની કોટડીમાં મરચાનો ધુમાડો કરવો છે. કુવચની પથારી બનાવવું છે. ખાવામાં કડવીનાયણો પાલો આપુ. પછી જોઇએ એમની ઢોલકી. હ... હા... હા... હસતો હવે આપણા ઘરમાં કાનમજીનું હાડપીજર થોડા દિવસનું મહેમાન છે હવે તેની સાથે રમવાની મજા નથી આવતી પણ બીજા ત્રણ આવે છે તેને રમાડીશુ. એક છે દેવસિંગ, બીજો શોભાસિંગ, ત્રીજો ખાતરકાકા સામે ચાલીને આવે છે. મને તો નવાઇ લાગે છે. મિત્રો તમોને કેવુ લાગે? બધા બોલ્યા અમને પણ નવાઇ લાગે છે. ઝીબ્રો હાથમાં ચાબુક લીધો જોડે ઉભેલા બે ડાકુઓને ચાબુકના ફટાકા બોલાવ્યા અને ત્રાડ પાડી અરે મુરખાઓ તુટી પડો દુશ્મનો ઉપર

એટલામાં ત્યા દોડતો દોડતો એક ડાકુ આવ્યો. અને કપુ ડુંગરીની ચારે બાજુ ખુબ જ મોટી સંખ્યામાં સૈનિકો છે આપણા માણસો તેમનો સામનો કરી શકતા નથી. ટપો ટપ બધા પડતા જાય છે. આ સાંભળતા જ ઝીબ્રાએ બધા ડાકુઓ બોલાવ્યા ત્યા સુધી ઘેરાવો થઇ ગયો હતો. એક બાજુ ડાકુઓ ગોઠવાતા જાય અને મરતા જાય.

અંધારુ થઇ ગયુ. ડાકુઓ દેખાતા ન હતા. લડાઇ થઇ શકે તેમ ન હતી. પીંગ ડુંગરીને ચારેબાજુથી સૈનિકો ખડે પડે જાગતા હતા. ઝીબ્રાએ રાત્રેને રાત્રે બરો-બર ડાકુઓને ગોઠવી દિધા હતા. સવાર થતા પાછો તીર મારો ચાલુ થયો, ડાકુઓ દેખાતા ન હતા અને તીર બરોબર આવતા હતા. ખાતરકાકા શોભાસિંગ અને દેવસિંગ મુંઝવણમાં મુકાય ગયા. બુચા દેશના બધા સૈનિકો તીર ચલાવવામાં હોશિયાર હતા. તેમને દેવસિંગ આદેશ આપ્યો( ઇશારા દ્વારા તમે સુઇ જઇને આકાશમાં તિર છોડો અને પછી તેમના પર પડે એવી રીતે. યા સૈનિકો તીર વર્ષા ચાલુ કરી. ડાકુઓ ખાડા બનાવીને તેમા રહીને છોડતા હતા તેથી દેવસિંગ બાજુથી તીર તેમને વાગતા ન હતા. બુચા સૈનિકો ઉપરથી તીર પાડતા તેમના ઉપર મોટી મુશ્કેલી ઉભી થઇ. ડાકુઓ ટપોટપ પડતા ગયા. જેટલા બચ્યા તેટલા જીવ લઇને ભાગવા મંડ્યા. પણ આ બાજુ બીજા દેવસિંગના સૈનિકો અને શોભાસિંગના એ બધા જ તુટી પડ્યા. ડાકુઓ જેમ જેમ હટતા ગયા તેમ તેમ આગળ વધતા ગયા. કેટલાક ડાકુઓ બચવાની આશા રાખીને ભાગમ ભાગ કરી મુકી, હવે ઝીબ્રાને સાથ આપનાર ડાકુઓ રહ્યા નહી.

ઝીબ્રો રઘવાયા કુતરાની જેમ ભાગવા માંડ્યો. આમં દોડે તેમ દોડે. ગુલઝારના લોકોની જીત થતી જણાય. સૈનિકો ઢોલ નગારાના તાલ ચાલુ કર્યા. દેવસિંગ ભાગતા ઝીબ્રા ઉપર ચાબુકના ફટકા બોલાવે તો ઝીબ્રો ગુફા ભાગતો ભાગતો જાય છે. દેવસિંગ તેની પાછળ ચાબુકના સટાકા બોલાવતો જાય છે. તેના પડઘા આ ડુંગરોમા પડવા લાગ્યા. ઝીબ્રો બુમા બુમ કરી મુકી. ઝીબ્રાનો પગ ઉપરથી લપસી ગયો. પડ્યો ઉંડી ખીણમાં. બધા લોકો મરી ગયલા ઝીબ્રાને પથ્થરો મારી મારીને દાટી દિધો. ગુફામાંથી મહારાજા કાનમને ઉંચકી લાવ્યા. નાચતા કુદતા ગુલઝાર પહોચી ગયા. મહારાજા કાનમ ખુબ જ આનંદ સાથે બોલી ઉઠ્યા. અને મહારાણી બોલી ઉઠ્યા

મહારાજા દેવસિંગની.....
લોકો બોલ્યા જય.....

ભારે ઉમંગ-ઉલ્લાસથી તહેવાર ઉજવાયો.

આ જીતની ખબર મહારાજા દેવસિંગના વતનમાં પહોચી દેવસિંગ નમિલો ગુલઝાર દેશનો મહારાજા દેવસિંગ બન્યો.

આ લાંબી વાર્તામા મુખ્ય પાત્ર દેવસિંગ નમીલો છે. નમીલો એટલે અનાથ એ બાળકને કુદરતી ઘટનાઓ સાથે સફળ સંઘર્ષ અને લોકોનું દુઃખ તેનું માન્યુ. આ માણસ પ્રયત્ન કર્યો. હજારો લોકો તેને વખાણે છે તેનુ માને છે.



# લોકગીત

રાજુ રાઠવા

એલા દારુડિયા મહુંડા વીણી ને વેલો આવજે દારું મારે પીવો સે.
એલા દારુડિયા ગામના સીભોળે મંહુડો મંહુડો લીન આવજો,
એલા દારુડિયા.....
ટોપલી લીન દારુડિયો ચાયલો,
અન ગયો મહુંડા વેણવા લીધે,
મુંડો વેણતા વાર ની લગો,
એલા દારુડિયા ઉતાવળે હાથે વેણજો દારુ મારે પીવો સે,
એલા દારુડિયા.....
મુંડો લીન દારુડિયો ઘેર આયવો
અન નાખ્યો તોપે હુંકવવા લીધે
લાગ લીન બોકળી મૂંડો ખાઈજી,
બોકળીના પેટમે મૂંડો દારુ મારે પીવો સે.
એલા દારુડિયા મહુંડા.....
દારુડિયા ને આ-વાતની જોન થતે,
મુંછો ચઢાવી આયો દારુડિયો
પુણ ચોર હાથો મે ની આયવો,
હે... મારી હંગાત થીયો ઝઘડો દારુ મારે પીવો સે,
એલા દારુડિયા મંહુડો.....
મોટલી-મોટલી ગાળો દીધી,
અન ઉપાળી દીધો એને ડીંગો,
આવીને મુંને ચોટલે ઝાયલી,
બયળામે દીધો ડીગો દારુ મારે પીવો સે,
એલા દારુડિયા મહુંડા.....
બયળામે વધારે વાગતા,
નથી ચલાતુ હાવ મુંને,
વધારે હોજાને લીધે,
હે... હું તો પયળી ખાટલા મંઇ,
એલા દારુડિયા.....

તેણ-ચાર દાડા ખાટલામે પળી,
નથી ઉઠવાનો વારો હાવ,
ચ્યોંથી તું પૈહા લાવીહ,
મુંને લીજા દવાખાને દારુ મારે પીવો સે,
એલા દારુડિયા મહુંડો.....
મોગી-ભીખીને દવાખોનુ કયરું,
પુણ ની રીયુ જીવવા જેવુ
દારુને નોમે ઘોર ભેલવી નોયખું.
એલા દારુડિયા ખાદ્યા-પીદ્યા વીણા કયરી પાગલ દારુ મારે પીવો સે.

# ગેર નું ગીત

ચેતન રાઠવા

હેલા હંગાત ગેરીયો આવે, પેલ્યું હંગાથ ગેરોણી આવે.
કોમઠી વાળો ગેરીયો આવે, ચાટવાવાળી ગેરોણી આવે,
નોકરી મેલી ગોમમે આવે, ચાકરી મેલી ગોમમે આવે.
રાજોને પુણ રોકી ઘાલે, લોકુંને પુણ રપટાવી નાખે,
કોમઠીવાળો ગેરીયો આવે, ચાટવાવાળી ગેરોણી આવે,
બેહેની ખાહ્યા પેર, રાખોડો-મેહ ચોપડી ડિલ પેર,
બોલવા સે બાધા હોહાડે પેટા ભરીકને,
ગેરીયાને ઘોડો ડીલ, ગેરાણી ને કાળુ ડિલ,
કોમઠીવાળો ગેરીયો, ચાટવાવાળી ગેરોણી આવે,
ફરતા ની પૈહા લીધે, મોનતા સે દેવ ને લીધે,
કોમઠીવાળો ગેરીયો આવે, ચાટવાવાળી ગેરોણી આવે,
પોંચ દાડા ફરવું પડે, હાત વરહો કરવુ પડે,
કોમઠીવાળો ગેરીયો આવે, ચાટવાવાળી ગેરોણી આવે.

# બચત મંડળી

નગીન રાઠવા
નારણ રાઠવા

ગામની હમજણ

બચત મંડળીના બધા ખાતા સ્ટેટ બેંક ઓફ ઇન્ડીયા તેજગઢ બેંકમાં ખોલાસે, આવા સભ્યો પોતાની હમજણથી બચત મંડળીમે બે બુનો ની મંડળી પૂર્ણકરેલી સે. તેહ્વા બચત કરવાની હમજણથી આહ પણ બચત મંડળીને ભેગા હોવલા સે એનુ મેથી કેતરાક આદમી અન બુનો બેંકો અને વ્યાપારીઓ દેવાથી ડુબાયેલા સેં કેતરાક લોકો પોતપોતાના રકમો ગીરવે મેકે સે અન કેતરાક લોકો છ થી સાત વરહ હુદી દેવામે ડુબાયલા સે એતરે કે દેવુ પૂરુ કરવા હમે તેનાની હમે ઉપજ કરી હકતા ની આવ્યા માન્હુ વધાર કરીકને ડગરા (બળદ) ગાડું, ખાતર, બીયારણ, ઘોર બાંધવાને લીધે થાય સે, વધારે કરીકને વહરાત પોર ખેતી થતી હોવાથી કોઇક વરહે વહરાત ઓછો પડવાથી ખેતીમે પાકની પાકવાથી વધારે ખર્ચો થયો હોય તે પસેન આલી હકતોની ને વધુ દેવા મે ડુબે સે એતરે તેજગઢમે ભાષા કેન્દ્ર નામની સંસ્થામે કેતરાક આદિવાસી ભણેલા જુવાનીયા ભેગા હોયકને એહલી બચત મંડળીઓ ઊભી કરવાનુ નક્કી કર્યુ તેરથી આજ હુધી બે હો જેતરી બચત મંડળીઓ કરેલી સેં એતરે આદિવાસી લોકોને આગળ જતે શેઠી પોહેથી વધાર વ્યાજનુ શોષણ ની વેઠવુ પડહે એતરે એહલી રીતે બચત કરવાનુ ગોમડે ગોમડે સાલી રહલુ સે અન અગળ જતે પોતાની બચતથી કોઇકને આધારે જીવવુ ની પડે એમ કરીકને બચત મંડળીને કોમ કરી રહેલા સે.

બચત મંડળીની હમજન

| ભંડોળ ફળિયા નું નામ | બચતની રકમ સભ્યદીઠ | કુલ સભ્યો | બચતના મહિના | અત્યારસુધી ની કુલ બચત | બેંકમે ખાતા નંબર |
|---|---|---|---|---|---|
| નિહાર ફળિયા ૧ | ૫૦ | ૧૧ | 3 | ૧૬૫૦ | ૧૨૫ |
| નિહાર ફળિયા ૨ | ૫૦ | ૧૫ | 3 | ૨૨૫૦ | ૧૨૭ |
| પટેલ ફળિયા ૧ | ૫૦ | ૧૫ | 3 | ૨૨૫૦ | ૧૨૮ |
| વાવ ફળિયા ૧ | ૫૦ | ૧૧ | 3 | ૧૬૫૦ | ૧૩૦ |
| વાવ ફળિયા ૨ | ૨૫ | ૧૩ | 3 | ૯૭૫ | ૧૩૩ |
| ટેકર ફળિયા ૧ | ૨૫ | ૧૦ | ૨ | ૫૦૦ | ૧૩૫ |
| ટેકર ફળિયા ૨ | ૨૫ | ૧૧ | ૨ | ૫૫૦ | ૧૩૭ |
| | | કુલ ૮૬ | | ૯૮૨૫ | |

## સભ્યોની હમજન

બચત મંડળીના કેતરાક સભ્યો એહલું માનતેલા કે આપણું બચત બચત કરહું અન લોન મળહે, પુન એહલી વાત ની મળે, મંડળીમે એહલી વાત સે કે આદિવાસીમે ખાસ કરીને બચતની હમજન ઓછી હોય સે એતરે તેજગઢ ભાષા કેન્દ્ર મે કેતરાક આદિવાસી જેહલા કેતરાક ભાઇબંધો ભેગા મળીક ને બચત મંડળીઓની હમજણ ગોમડે-ગોમડે આલી રેલા સે. લોકોમેં બચતની વાત ગળે ઉતરવા લાગેલી સે. કેમ કે આદિવાસી સમાજમેં ખેતી સિવાય બીજી આવક હોતી ની. વહરાત હારો પડે ઈતરે પાકે નીતે વગાડી જાય. ઈતરે બચત થતી ની પસણ બાકી દાહડામે બાર મજુરી કરવા જવુ પડે સે. અને બચત થતી ની. પુણ કેતરાક લોકુ બચત મંડળીની વાત હમજવા લાગ્યા. તેરથી હાવ મંડળીઓ દાહડે દાહડે વધવા લાગી રી, વતે લોકુ જોડાવા લાગેલા સે. ઈતરે બચતની મંડળીઓ સાલુ હોય જેલી સે.

બચત કરવાથી ખેતીવાડી કરવામે વારુ રહે સે. પુણ વેપારી કે વ્યાજના રુપિયા કાઢવા પડતા ની. એતરેક શેઠીયા મેથી રુપિયા કાઢવાથી વ્યાજ બમણું લેતા હોય સે અને ચાંદીના કલ્લા, હાહડી, કળા જેહલી રકમો મેલવાથી અડધા રુપિયા આપે સે ને વ્યાજ ૧૦૦ રુપિયા પુછળ ૧૦ (દહ) રુપિયા કે ૧૨ (બાર) રુપિયા મહીને, એતરે વધારે દેવામે ડુબાતા જાય સે. એની હામે બચત મંડલી કરવાથી ધીમે ધીમે પોતાના પગ પર ઉભા રહેવાની વાત હમજવા લાગ્યા સે. કેમ કે આપણા લોકું જીંદગી એહલા મે જતી રેહે, પુણ બચત ની થાય. એતરે હાવ ભુલ ની કરતા, અને બચત મંડળીઓ કરવાનું હમજી જવું પડહે, એ વાત વારું સે, છોરાને છોરે પુણ બચત કામ લાગહે એમ કરીકને હાવ લોકો મંડળીઓમે આજ હુંદીને ૨૦૦ થી પુણ વધારે બચત મંડળીઓ તૈયાર થીલી સે. પુણ પ્રમુખ મંત્રીના નામે બેંક મે પૈસા જમા કરાવે સે, અને એમની જાતે ઉપાડે સે, એતરે હાવ આદિવાસી મે બચત ની હમજણ સાલવા લાગી સે, અને બધા લોકું બચત કરવાનું સે. એવું પણ કહેવા લાગ્યું સે.

## સભ્યોની છેલ્લી હમજણની વાત

તેજગઢમે ભાષા કેન્દ્ર નામની સંસ્થા આવેલી સે. તીમે આશરે ૨૦૦ થી વધુ બચત મંડળીઓ બનાવેલી સે. તીના બધા સભ્યો કહેલી વાત કરે સે કે આદિવાસીઓ બચતની વાત વારુંત હમજી જાય તે આ દેહ મે આદિવાસી ને કેતરાક શેઠિયા કે રુપિયા આપવાવાળા ઓથી છુટા થાય એવું લાગે સે, કેમ કે એક દાહડે જો દરેક બચત મંડળી ૫૦ હજાર થી વધારે બચત કરહે તેર તેમુંને પુણ કહે સે કે હાવ હમું તમને વ્યાજના રુપિયા આસીએ. એહલી વાત બધાજ આદિવાસી લોકો નક્કી કરી લીધું સે, એતરે લોકો બચત મંડળીની વાત હમજી જેલા સે, બસ એતરી વાત સે.

## સભાસદોનો મત

અમરોલમા ના કેટલાક સભાસદો પાહેથી હોંભળવા મયલુ કે તેઓ ખેતીને લીધે બિયારણ, ખાતર, જેવા ખરચાઓ ને પહોચી વળવા ને લીધે લોન લેવાની આશાને લીધે જોડાયેલા સે, કારણ કે સતત બે વરહ અશત આવવાથી તીયા બે વરહ પેલા દાગીના ગીરવે મુકીને ખેતી કરી હતી, અન ખેતી બગળી જવાથી દાગીના છોડાવી હક્યાની, કેટલાક લોકું બચત કરવાને લીધે જોડાયેલા સે, એમના પોહેથી એહ્યું હોભળવા મયલુ કે તેઓ એકબીજા ની ભાળી ભાળીને ઓઘળો થીન વેવા વાજન, તેવારો જેવા પસંગમે ખોટા ખરચા

કરીને વધારે દેવું કરેસે, કેહ્લાક ભાસ કુવા ખોદી ન પુન પોણી ની મલવાથી દેવામે પેહીજા, ગોમની વહતી કરતે અળધા લોકો નાયક સે, તીયા ભોય વગરના ઓહ્લે બહાર મજુરીએ જાય ૧૦ મહીના બાર જાય સે, અન પછેન વેવામે આવે તેર બધા કમોણીના પૈહા નો દારુ પી જાય સે, કેહ્લીક વાર મે તીયાના હંગાથ જો પુન બચત ની વાતુ કરી પુણ તીયા જોડાયાની તીયા જોડાય એયા હીસાબે મે જો હુંદી તીયા બચતમે ની જોડાય તો હુંદીમે જા... જા... કરહી. હમણે બચતમે જોડાયલા મોનહ ઓછીના પાછીના કરીકને પુણ બચત ભરી દે સે. તીમના પાહેથી જોનવા મલે સે કે પોચ-છ મહિના ચોમાહું આવે સે એતરે બચતમેથી પૈહા ખેતી કરવા મલહે એહી આશા કરી રેલા સે, બુનો મે હાથની આવડત વાળી કેહ્લીક બુનો પુણ બચત કરીહ રેલા સે, તીયામને જરુર પડહે તેર મે કેકમ કરવાનું સે તે કેતો રેહે, ઘણા મોનહો મારી પર વિશ્વાસ રાખે સે, તારીખ. ૨૮ જાન્યુઆરીના દાડે ભાષા કેન્દ્ર પરથી શિકલ શેલ કેમ્પ પુણ રાખેલ હુતો, કેહ્લાક સભાસદો દૂધની આવક મેથી બચત કરે સે, બે-તેન મંડળીના ના પ્રમુખ મંત્રી ભણેલા નીમે, બાકીની મંડળીના થોડુંક થોડુંક ભણેલા સે, તીયા ટેમે બચતના પૈહા ભરી દે સે.

સમીક્ષા।

બચત મંડળી આદિવાસી વિસ્તાર મે લોંબા ટેમ હુંદી કોઇ આદિવાસી હમજુન ભાસ ચલાવે તેર આદિવાસી લોકોને કોઇ સરકારી સબસીડીની કે કોઇ પુણ બીજા ની આશા રાખેની. અન પુતાના પૈહાથી ઘણાદ વારુંત જીવી રેહું, બચત મંડળ અગોળ ચલાવવા કે નવું બનાવવું તીના ની વાત ભાશા કેન્દ્ર તેજગઢ મનીશા વરીયા, પાનવડ ગામ વિકાસ કેન્દ્ર સકલા ભાઇ રાઠવા, કવાંટ ગામ વિકાસ કેન્દ્ર વિરેશભાઇ રાઠવા, ખાંટિયાવાડ ગામ વિકાસ કેન્દ્ર નગીનભાઇ રાઠવા, ઝોઝ ગામ વિકાસ કેન્દ્ર હેમસીંગભાઇ રાઠવા, પાવી-જેતપુર તાલુકામે મોટી-આમરોલ ગામ વિકાસ કેન્દ્ર મનહરભાઇ રાઠવા, તીયા અન ભાષા કેન્દ્ર મે ભણવાવાળા બધા પુતાના ગોમમે આચી બચત મંડળી ઉભી કરેલી સે, અન તીયા કોઇ પુણ ભેદભાવ કે પક્ષપાત વગર બચત કરવા હીંખવાડે સે, આજ જરુર પડે તેર મિટિંગ પુણ રાખે સે.

## બચત કરો, પુંતાના પગ પર ઉપર જીવો,
## આત્મનિરભર બનો,

•

## આદિજાતિ વિકાસની
# શૈક્ષણિક યોજનાઓની આછેરી ઝલક

ઉમેશ રાઠવા

- પોસ્ટ મેટ્રિક શિષ્યવૃત્તિ
- તાંત્રિક, વ્યવસાયિક અભ્યાસ માટે શિષ્યવૃત્તિ
- કોમર્શિયલ ટ્રેઇ પાયલોટની તાલીમ માટે ધિરાણ
- 'સરસ્વતી સાધના યોજના' અને 'વિદ્યા સાધના યોજના અંતર્ગત આદિવાસી કુમાર અને કન્યાઓની સાયકલની ભેટ
- છાત્રાલયોને સહાયક ગ્રાન્ટ અને વીજળીકરણ
- આશ્રમશાળાઓ
- આદર્શ નિવાસી શાળા
- બાલવાડી
- સમાજ શિક્ષણ શિબિર.

માહિતી ખાતું
ગુજરાત રાજ્ય, ડૉ. જીવરાજ મહેતા ભવન, ગાંધીનગર.

## આદિજાતિ વિકાસની શૈક્ષણિક યોજનાઓ

કોઇપણ વ્યકિત, જાતિ કે પ્રજાના ઉત્કર્ષ માટે શિક્ષણ એ અગત્યનું પરિબળ છે. ગુજરાત રાજ્યમાં શિક્ષણનું સામાન્ય પ્રમાણ ૫૧ ટકા જેટલું છે, જ્યારે આદિજાતિ પ્રજામાં શિક્ષણનું પ્રમાણ ૩૦ ટકા જેટલું છે. આ બાબતને ધ્યાનમાં લઇને આદિજાતિ પ્રજામાં શિક્ષણનું પ્રમાણ વધે અને તે લોકો પણ વિકાસ સાધીને રાજ્યના અન્ય લોકોની હરોળમાં ઉભા રહી શકે તે આશયથી રાજ્ય સરકારે આદિજાતિ માટેની વિવિધ શૈક્ષણિક યોજનાઓ અમલમાં મુકી છે. જે નીચે મુજબ છે.

### ૧. પોસ્ટ મેટ્રિક શિષ્યવૃત્તિ

અનુસુચિત જનજાતિના વિદ્યાર્થીઓ કે જેઓ એસ.એસ.સી. પછીના અભ્યાસક્રમોમાં અભ્યાસ કરતાં હોય તેઓને નીચે મુજબ પોસ્ટ મેટ્રિક શિષ્યવૃત્તિ આપવામાં આવે છે.

| ગ્રુપ | અભ્યાસક્રમની વિગત | માસિક નિભાવ ભથ્થુ | |
|---|---|---|---|
| | | હોસ્ટેલમાં રહેતા વિ.માટે | બહાર રહેતા વિ. માટે |
| ગ્રુપ. એ | મેડિકલ, એન્જિનિયરિંગ અને બી.એસ.સી. | રૂ. ૪૨૫ | રૂ. ૧૯૦ |

| | | | |
|---|---|---|---|
| ગ્રુપ. બી. | ડિપ્લોમાં કોર્ષ, એન્જિ, મેડિકલ ટેકનોલોજી વિજ્ઞાન પોસ્ટ ગ્રેજ્યુએટ કોર્સિસ. | રૂ. ૨૯૦ | રૂ. ૧૯૦ |
| ગ્રુપ. સી. | એન્જિ, મેડિસિન ટેકનોલોજીના સર્ટિ કોર્ષઅને આર્ટસ કોમર્સના પોસ્ટ ગ્રેજ્યુએટ કોર્સિસ. | રૂ. ૨૯૦ | રૂ. ૧૯૦ |
| ગ્રુપ. ડી. | સ્નાતક કક્ષા સુધીના સામાન્ય અભ્યાસક્રમો | રૂ. ૨૩૦ | રૂ. ૧૨૦ |
| ગ્રુપ. ઈ. | ધો-૧૧ અને ૧૨ માં ઈન્ટરમિડિએટ અને સ્નાતક કક્ષાના સામાન્ય અભ્યાસક્રમોનું પ્રથમ વર્ષ | રૂ. ૧૪૦ | રૂ. ૯૦ |

આ યોજના હેઠળ રૂ. ૩૮,૨૨૦ સુધીની વાર્ષિક આવક ધરાવનારને સંપૂર્ણ શિષ્યવૃત્તિ અને ફી માફી અપાય છે, જ્યારે રૂ. ૩૮,૨૨૦ થી રૂ. ૫૦, ૯૨૦ સુધીની આવક ધરાવનારને ગ્રુપ એ માટે સંપૂર્ણ શિષ્યવૃત્તિ અને ફી માફી અપાય છે તથા ગ્રુપ બી. થી ઈ માટે અડધા છો શિષ્યવૃત્તિ અને પુરી ફી અપાય છે.

મેડિકલ અને એન્જિનિયરીંગ કોર્સના એક વાર નાપાસ થયેલ વિદ્યાર્થીને પણ શિષ્યવૃત્તિ અપાય છે, પરંતુ અન્ય કોર્ષના નાપાસ થયેલા કે પુરા સમયની નોકરી કરતા વિદ્યાર્થીને શિષ્યવૃત્તિ મળવાપાત્ર નથી. આ ઉપરાંત એક જ મા-બાપ કે વાલિના બે કરતાં વધું બાળકોને આ શિષ્યવૃત્તિ અપાતી નથી પરંતુ દરેક કન્યાને આ લાભ મળવાપાત્ર છે. વધુમાં ટેકનિકલ તેમજ ધંધાકીય કોર્સમાં જરૂરી અભ્યાસ પ્રવાસ માટે રૂ. ૫૦૦ સુધીની સહાય પણ અપાય છે.

ભારતમાં પત્રવ્યવહારથી ચાલતા માન્ય અભ્યાસક્રમોમાં પરત ન મળવાપાત્ર ફી તથા પુસ્તક સહાય રૂ. ૫૦૦ સુધી આપવાની તેમજ અંધ વિદ્યાર્થીઓને એ-બી, સી ગ્રુપ માટે માસિક રૂ. ૧૫૦, ડી ગ્રુપ માટે માસિક રૂ. ૧૨૫ તથા ઈ ગ્રુપ માટે રૂ. ૧૦૦ આપવાની જોગવાઇ છે.

## (૨) પરીક્ષા ફી

અનુસુચિત જનજાતિના વિદ્યાર્થીઓને તેમના મા-બાપ કે વાલીની વાર્ષિક આવક ધ્યાનમાં લીધા સિવાય એસ.એસ.સી, કે તેની સમક્ષ માન્ય પરીક્ષા માટેની ફી આપવામાં આવે છે. એકથી વધુ વખત નાપાસ થનાર વિદ્યાર્થીને આ લાભ આપવામાં આવતો નથી.

## (૩) શિક્ષણ ફી

આ યોજના હેઠળ મા-બાપ કે વાલીની વાર્ષિક આવક ધ્યાનમાં લીધા સિવાય અનુસુચિત જનજાતિના બાળકોની એસ.એસ.સી સુધીના અભ્યાસ માટે સરકાર માન્ય ખાનગી શાળાઓમાં લેવાની નિયત ફી ચુકવી આપવામાં આવે છે. આ ફી માફીનો લાભ એક થી વધુ વખત નાપાસ થનાર વિદ્યાર્થીને મળતો નથી.

## (૪) પૂર્વ એસ.એસ.સી અભ્યાસ માટે રાજય શિષ્યવૃત્તિ

ધોરણ ૫ થી ૧૦ માં સરકારી કે ખાનગી શાળામાં અભ્યાસ કરતા અનુસુચિત જનજાતિના વિદ્યાર્થીઓ માટે આ શિષ્યવૃત્તિ નીચે મુજબ ચુકવાય છે.

| ક્રમ. | ધોરણ | મેળવેલ ગુણની ટકાવારી | વાર્ષિક શિષ્યવૃત્તિ દર |
|---|---|---|---|
| ૧. | ધોરણ ૫,૬,૭ (સરકારી શાળામાં) | ૩૮ ટકા થી વધુ | રૂ. ૧૨૫ |
| ૨. | ધોરણ ૮,૯,૧૦ (સરકારી કે સરકાર માન્ય માધ્યમિક શાળામાં) | ૩૮ ટકાથી વધુ | રૂ. ૨૦૦ |
| ૩. | ધોરણ ૫,૬,૭ (ખાનગી શાળામાં) | ૪૫ ટકાથી વધુ | રૂ. ૨૦૦ |

આ શિષ્યવૃત્તિ માટે વિદ્યાર્થીના મા-બાપ કે વાલીની વાર્ષિક આવક ધ્યાનમાં લેવાતી નથી. નગરપાલિકા કે પંચાયત હસ્તકની શાળામાં જે વિદ્યાર્થીઓ વાર્ષિક પરીક્ષામાં ઓછામાં ઓછા ૩૮ ટકા કે વધુ ગુણ મેળવ્યા હોય અને માન્ય ખાનગી શાળાઓમાં જે વિદ્યાર્થીઓ વાર્ષિક પરીક્ષામાં ઓછામાં ઓછા ૪૫ ટકા કે વધુ ગુણ મેળવ્યા હોય તે આ શિષ્યવૃત્તિ મેળવી શકે.

૫) નોકરી, આર્થિક માપદંડ, કુટુંબના કદને કારણે પાત્ર ન હોય તેવી વિદ્યાર્થીનીઓને એસ.એસ.સી પછીને રાજ્ય શિષ્યવૃત્તિ નોકરી કરતી હોવાના કારણે, આવકમર્યાદાને કારણે તથા એડંજ મા-બાપના બેહે તેથી વધું સંતાન અભ્યાસ કરતા હોવાને કારણે અનુસુચિત જનજાતિની જે વિદ્યાર્થીનીઓ એસ.એસ.સી પછીની શિષ્યવૃત્તિ મેળવવાને પાત્ર ન થતી હોય તેમને ભારત સરકારે નિયત કરેલ દરે રાજ્ય સરકારના ભંડોળમાંથી પણ શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. આ શિષ્યવૃત્તિ મેળવવા માટે વિદ્યાર્થીનીઓએ તેમની શાળામાંથી નિયત અરજીપત્રક મેળંવીને તેમાં જરૂરી વિગતો ભરીને શાળામાં પરત કરવાનું હોય છે.

### ૬) કોલેજ સંલગ્ન અને કોલેજ માન્ય છાત્રાલયોમાં ફૂટબોલની સહાય :

પોસ્ટ મેટ્રિક શિષ્યવૃત્તિને પાત્ર હોય અને કોલેજ સંલગ્ન છાત્રાલય કે કોલેજ માન્ય છાત્રાલયમાં રહેતા હોય તેવા કોલેજ કક્ષાના અભ્યાસક્રમોમાં અભ્યાસ કરતા અનુસુચિત જનજાતિના વિદ્યાર્થીઓ જો આ સહાય મેળવવા ઇચ્છતા હોય તો તેમણે હોસ્ટેલમાં રહેવા બદલ હોસ્ટેલ રેક્ટરનો દાખલો નિયત અરજીપત્રકમાં રજુ કરવાથી તેમને આ યોજના હેઠળ માસિક રૂ. ૨૫૦ ની ફુડબિલ સહાય આપવામાં આવે છે.

### ૭) તાંત્રિક, વ્યવસાયિક અભ્યાસક્રમ માટે શિષ્યવૃત્તિ :

અનુસુચિત જનજાતિના વિદ્યાર્થીઓને આ યોજના હેઠળ આઇ.ટી.આઇ કોર્સ માટે માસિક રૂ. ૨૦૦ અને વ્યવસાયિક કોર્સ માટે રાજ્યમાં માસિક રૂ. ૧૨૫ જ્યારે રાજ્ય બહાર માસિક રૂ.૧૬૫નું સ્ટાઇપેન્ડ આપવામાં આવે છે. આ યોજના માટે વાર્ષિક આવક મર્યાદા રૂ. ૧૦,૦૦૦ ની રાખવામાં આવી છે. આ શિષ્યવૃત્તિ મેળવવા સંસ્થાના આર્ચાય એ વિગતવાર દરખાસ્ત નિયતપત્રકમાં તૈયાર કરીને જિલ્લાના સંબધિક અધિકારીશ્રીને તા. ૩૧ જુલાઇ સુધીમાં મોકલવાની હોય છે.

## ૮) કોમર્શીયલ,ટ્રે ઇની પાયલોટની તાલીમ માટે સહાય :

અનુસુચિત જનજાતિના જે વિદ્યાર્થીઓ કોર્મશીયલ પાયલોટ ટ્રેઇની પાયલોટની તાલીમ માટે પરદેશ જાય તેમને આ યોજના હેઠળ ૪ ટકાના વ્યાજના દરે રૂ. ૪ લાખ સુધીની લોન આપવામાં આવે છે અને તાલીમ મેળવ્યા બાદ ભારતમાં પાયલોટ તરીકે પાંચ વર્ષની સેવા બજાવે તો મૂળ લોનના ૫૦ ટકા રકમ સબસીડી તરીકે રૂપાંતર કરવામાં આવે છે. આ યોજનાનો લાભ લેવા ઇચ્છનારે નિયામક શ્રી આદિજાતિ વિકાસ ગાંધીનગરનો સંર્પક સાધવાનો રહેશે. ધોરણ ૧થી ૭ માં અભ્યાસ કરતાં બાળકોને બે જોડી તૈયાર ગણવેશ અને પાટીપેન માટે સહાય.

ધોરણ ૮ થી ૯ માં અભ્યાસ કરતાં અનુસુચિત જનજાતિના બાળકોને કુલ રૂ. ૧૫૦ ની મર્યાદામાં બે જોડી તૈયાર ગણવેશ બાળકદીઠ આપવામાં આવે છે. આ યોજના માટે રૂ. ૧૫ હજારની આવક મર્યાદા નક્કી કરવામાં આવી છે.

## ૧૦) 'સરસ્વતી સાધના યોજના' અને 'વિદ્યા સાધના યોજના' :

ધો. ૮માં આદિવાસી કન્યાઓને તેમજ 'વિદ્યાસાધના યોજના' અંતર્ગત ધો ૮,૯ અને ધો-૧૦ માં અભ્યાસ કરતાં આદિવાસી કુમારોને સાયકલ ભેટ આપવાની યોજના અમલમાં છે. ધો ૮,૯ અને ૧૦ માં અભ્યાસ કરતી કન્યાને આ 'સરસ્વતી સાધના' યોજના હેઠળ રૂ. ૧૨૦૦ ની કિમંતની સાયકલ ભેટ આપવામાં આવે છે.

## ૧૧) ધોરણ- ૧ થી ૧૦ માં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ખાસ પ્રોત્સાહન સહાય :

અનુસુચિત જનજાતિના અતિ પછાત એવી કોલઘા, હોલચા, હાથોડી, કોટવાળિયા, સિદ્ધીદુબળા, પઢાર, હળવતી, તળાવિયા જેવી જાતિઓના ધો-૧ થી ૭ માં અભ્યાસ કરતા કુમારને વાર્ષિક રૂ. ૪૫૦ અને કન્યાને વાર્ષિક રૂ. ૫૦૦ ની શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. આ ઉપરાંત આ અતિ પછાત જાતિઓના ધો-૮ થી ૧૦ માં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને આવકમર્યાદા સિવાય, જ્યારે અનુસુચિત જનજાતિના અન્ય વિદ્યાર્થીઓને કે જેમના કુટુંબની વાર્ષિક આવક રૂ. ૧૧,૦૦૦ સુધીની હોય તેવા વિદ્યાર્થીનીને વાર્ષિક રૂ. ૪૦૦ ની શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. આ શિષ્યવૃત્તિ મેળવવા માટે પ્રાથમિક અને માધ્યમિક શાળાના આચાર્યોને તા. ૩૧ જુલાઇ સુધીમાં નિયત પત્રકોમાં દરખાસ્ત તૈયાર કરીને જિલ્લા સમાજ કલ્યાણ અધિકારીને મોકલવાની હોય છે.

## ૧૨) તબીબી, ઈજનેરી, ખેતીવાડી, પશુપાલન જેવી કોલેજોના વિદ્યાર્થીઓ માટે પુસ્તક બેંક :

આ યોજના હેઠળ, તબીબી, ઈજનેરી, પોલિટેકનિક, આયુર્વેદિક, ખેતીવાડી, પશુપાલન જેવી કોલેજોમાં અભ્યાસ કરતા અનુસુચિત જનજાતિના વિદ્યાર્થીઓને પુસ્તકોની કિમંતના પાંચ ટકા ડિપોઝીટ લઇને પુસ્તકો પુરા પાડવામાં આવે છે. રાજ્યમા અમદાવાદ, સુરત, વડોદરા અને રાજકોટ ખાતે આ માટેની બુક બેંકો ચલાવાય છે. પુસ્તકો મેળવવા તકેદારી અધિકારી (આદિજાતિ વિકાસ) અને સરકારી છાત્રાલયોના હાઉસ માસ્ટરને જરૂરી પુસ્તકોની યાદી સાથે અરજી કરવાની હોય છે.

## ૧૩) છાત્રાલયોને સહાયક ગ્રાન્ટ અને વીજળીકરણ :

સ્વૈચ્છિક સંસ્થાઓ દ્વારા ચલાવાતા ખાતા દ્વારા માન્ય પછાત વર્ગના છાત્રાલયોને નીચે મુજબ વિવિધ હેતુઓ માટે ગ્રાન્ટ ચુકવવામાં આવે છે.

અ-નિભાવ ગ્રાન્ટઃ વિદ્યાર્થીઓના ભોજન ખર્ચ માટે વિદ્યાર્થી દીઠ માસિક રૂ. ૩૫૦ લેખે અથવા માન્ય આઇટમ પર કરેલ ખર્ચ, એ બેમાંથી જે ઓછા હોય તે દસ માસ માટે અપાય છે.

બ-ગૃહપતિ, ગૃહમાતા વેતનઃ ગૃહપતિ, ગૃહમાતાના વેતનના ૯૦ ટકાના દરે આ ગ્રાન્ટ ચુકવાય છે. આ માટે કરાવેલ શૈક્ષણિક લાયકાત અને અનુભવ મુજબ માસિક રૂ. ૧,૯૦૦ થી ૨,૩૦૦ સુધીના જુદા જુદા પગાર નક્કી કરાયા છે.

ક-મકાન ભાડુંઃ આ માટે કાર્યપાલક ઈજનેરે પ્રમાણિત કરેલ મકાન ભાડાના ૯૦ ટકા મુજબ ગ્રાન્ટ ચુકવાય છે. તેમાં જે છાત્રાલયને પોતાની માલિકીનું મકાન હોય તો તેને ભાડું ચુકવાશે નહિ, પરંતુ માર્ગ અને મકાન વિભાગે નક્કી કર્યા મુજબ મકાન નિભાવ સહાય ચુકવાશે. વળી, ભાડાના મકાનમાં ચાલતા છાત્રલયો માટે (૧) ભાડાપેટે ખરેખર ચુકવેલ રકમ, (૨) કાર્યપાલક ઈજનેરે આહારેલ ભાડાની રકમ, (૩) વિદ્યાર્થીદીઠ પંચાયત વિસ્તાર માટે રૂ. ૩૫ નગરપાલિકા વિસ્તાર માટે રૂ. ૫૦ અને મહાનગરપાલિકા વિસ્તાર માટે રૂ. ૬૦ મુજબ એ ત્રણમાંથી જે ઓછી હોય તેટલી રકમ મકાનભાડા ગ્રાન્ટ તરીકે ચુકવાશે.

ડ-ચોકીદાર રસોઇયા વેતન : ચોકીદાર માટે માસિક રૂ. ૭૦૦ના ૯૦ ટકા મુખ્ય રસોયા માટે માસિક રૂ. ૧૦૦૦ ના ૯૦ ટકા અને મદદનીશ રસોયા માટે માસિક રૂ. ૯૦૦ ના ૯૦ ટકા મુજબ ગ્રાન્ટ ચુકવવામાં આવે છે.

ઇ-વીજળીકરણ : છાત્રાલયના વીજળીકરણ માટે ખરેખર ખર્ચના ૯૦ ટકા મુજબ વધુમાં વધુ રૂ. ૨૫૦૦ ની સહાય અપાય છે.

ઉપરોક્ત ગ્રાંન્ટ ઉપરાંત સાધન ગ્રાન્ટ મરામત ખર્ચ અને વહીવટી ગ્રાન્ટ પણ અપાય છે. જ્યારે મિશ્ર છાત્રાલયોને વિદ્યાર્થી દીઠ માસિક રૂ. ૩૫૦ લેખે દસ માસ માટેની ભોજન ગ્રાન્ટ પણ અપાય છે.

## ૧૪) ધો. ૮ થી ૧૨ માં અભ્યાસ કરતા અનુસુચિત જનજાતિના વિદ્યાર્થી, વિદ્યાર્થીનીઓ માટે સરકારી ડ્રાય હોસ્ટેલ :

માધ્યમિક તથા ઉચ્ચતર માધ્યમિક શિક્ષણથી વંચિત રહેતા અનુસુચિત જનજાતિના વિદ્યાર્થી, વિદ્યાર્થીનીઓ માટે આદિજાતિ વિકાસ ખાતા તરફથી રાજ્યમાં જુદા જુદા સ્થળે સરકારી ડ્રાય હોસ્ટેલો (છાત્રાલયો) ચલાવવામાં આવે છે. જેમાં વિના મુલ્યે રહેવાની સગવળ અપાય છે. જમવાની વ્યવસ્થા છાત્રે, છાત્રાલયોને કરવાની હોય છે તે અંગે તેઓને માસિક રૂ. ૩૭૫ લેખે દસ માસ માટે નિભાવ ગ્રાન્ટ આપવામાં આવે છે.

## ૧૫) ગ્રાન્ટ-ઈન-એઈડ છાત્રાલયના મકાન બાંધકામ માટે સહાયક ગ્રાન્ટ :

પછાત વર્ગના વિદ્યાર્થીઓ માટેના ગ્રાન્ટ-ઈન-એઈડ છાત્રાલયોને મકાન બાંધકામ સહાય અપાય છે. જેમં કુમાર છાત્રાલય માટે ખરેખર ખર્ચના ૭૫ ટકા મુજબ રૂ. ૬ લાખ સુધીની મકાન બાંધકામ સહાય અને ભારત સરકારની યોજના હેઠળ કન્યા છાત્રાલય માટે ખરેખર ખર્ચના ૯૦ ટકા મુજબ વધુમાં વધુ રૂ. ૬ લાખ

સુધીની સહાય અપાય છે. આ ઉપરાંત સરકારી ગ્રાન્ટથી તૈયાર થયેલ છાત્રાલયની ફરતે કોટ બનાવવા માટે અંદાજી ખર્ચના ૫૦ ટકા મુજબ અનુદાન અપાય છે. આ યોજનાનો લાભ લેવા માટે કમિશ્નરશ્રી, આદિજાતિ વિકાસ, ગાંધીનગરનો સંપર્ક સાધવાનો રહેશે.

### ૧૬) વધારાના શિક્ષણ માટે અભ્યાસ કેન્દ્ર :

ધોરણ ૮ થી ૧૦ માં છાત્રાલયમાં રહીને અભ્યાસ કરતા અનુ-જનજાતિના વિદ્યાર્થીઓને વિજ્ઞાન, ગણિત, અંગ્રેજી જેવા અઘરા વિષોય શિખવવા માટે વધારાના શિક્ષણ વર્ગો ચલાવવા માટે વર્ગ દીઠ માસિક રૂ. ૧૫૦ લેખે મહેનતાણું ચુકવવામાં આવે છે.

### ૧૭) સરકારી છાત્રાલયો:

આદિજાતિ વિકાસ ખાતા તરફથી એસ.એસ.સી પછીના અભ્યાસક્રમોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે છાત્રાલયો ચલાવવામાં આવે છે. જેમાં વિના મુલ્યે રહેવા જમવાની સગવળ અપાય છે. આ છાત્રાલયોમાં ૮૫ ટકા અનુસુચિત જનજાતિના જયારે અનુસુચિત જાતિના અને વિકસતી જાતિના મળી ૧૫ ટકા વિદ્યાર્થીઓને પ્રવેશ મેળવવા માટે દૈનિક પેપરમાં જાહેરાત પ્રસિદ્ધ થયેથી જે તે છાત્રાલયના હાઉસ માસ્ટર, વોર્ડન, લેડી સુપિ, આસિ. લેડી સુપિ પાસેથી અરજીપત્રક મેળવીને તેઓને અરજી કરવાની રહેશે.

### ૧૮) કોલેજ કક્ષાએ અભ્યાસ કરતા અનુ-જનજાતિના વિદ્યાર્થી, વિદ્યાર્થીનીઓ માટે ડ્રાય હોસ્ટેલ :

માધ્યમિક અને ઉચ્ચતર માધ્યમિક શિક્ષણ પુરુ કર્યા પછી ઉચ્ચ શિક્ષણ માટે જે તે સ્થળે આવેલ કોલેજોમાં પ્રવેશ મેળવવો પડે છે. સદરહુ સ્થળે રહેઠાણની સગવળ નહી હોવાથી અનુ-જનજાતિના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ અભ્યાસ છોડી ઉચ્ચ શિક્ષણ મેળવવાથી વંચિત ના રહે તે માટે આદિજાતિ વિકાસ ખાતા તરફથી રાજયમાં જુદા જુદા સ્થળોએ સરકારી ડ્રાય હોસ્ટેલ ચલાવવામાં આવે છે. જેમાં વિના મુલ્યે રહેવાની સગવળ અપાય છે. જમવાની વ્યવસ્થા છાત્રે છાત્રાએ પોતે કરવાની હોય છે તે અંગે તેઓને માસિક રૂ. ૫૦૦ લેખે ૧૦ માસ માટે નિભાવ ગ્રાન્ટ આપવામાં આવે છે.

### ૧૯) સરકારી છાત્રાલયોના મકાન બાંધવા ખાનગી જમીનની ખરીદી :

અનુસુચિત જનજાતિના વિદ્યાર્થીઓ માટે ચલાવાતા સરકારી છાત્રાલયો અન્વયે જયાં સરકારી મકાનો નથી ત્યાં ભાડાના મકાનોમાં છાત્રાલયો ચલાવાય છે. આ મુશ્કેલી નિવારવાના આશયથી જરૂર પડે ખાનગી જમીન ખરીદીને સરકારી છાત્રાલય બાંધવાની યોજના અમલમાં મુકાય છે, જેમાં જમીનનો પ્લોટ ખરીદવા માટે પ્લોટ દીઠ રૂ. ૧ લાખ સુધીની રકમ મંજૂર કરવામાં આવે છે.

### ૨૦) સરકારી છાત્રાલયોના મકાન બાંધકામ :

સરકારી છાત્રાલયો સત્વરે શરૂ કરવાના આશયથી ભાડાના મકાનોમાં શરૂ કરાય છે. આમં છતાં તબક્કાવાર નાણાકીય જોગવાઈ કરીને છાત્રાલયના મકાનના બાંધકામનું આયોજન કરાય છે. અને તે અંગેની ગ્રાન્ટ સંબધિત જિલ્લાના કાર્યપાલક ઈજનેરના હસ્તક મુકાય છે.

૨૧) અનુ-જનજાતિની નોકરી કરતી બહેનો માટે વર્કિંગ વિમેન્શ હોસ્ટેલ :

જુદા જુદા ક્ષેત્રોમાં નોકરી કરતી અનુ-જનજાતિની બહેનોને ભાડાનું મકાન મેળવવામાં મુશ્કેલી પડતી હોય છે તથા એકલા રહેવામાં અનેક મુશ્કેલીનો સામનો કરવો પડે છે જેના કારણે સારી નોકરી જતી કરવાના કે છોડી દેવાના પ્રંસગો ના ઉદ્‌ભવે તે માટે આદિજાતિ વિકાસ ખાતા તરફથી હાલમાં સુરત તથા વડોદરા ખાતે વર્કિંગ વિમેન્શ હોસ્ટેલ ચલાવવામાં આવે છે.

૨૨) આશ્રમશાળાઓ:

આદિજાતિ વિકાસ વિભાગ દ્વારા અનુસુચિત જનજાતિના વિદ્યાર્થીઓ માટે રહેવા જમવા અને ભણવાની સુવિધાવાળી ૪૨૩ આશ્રમશાળાઓ અને ૮૧ ઉત્તર બુનિયાદી આશ્રણશાળાઓ ચલાવાય છે. આ માટે ગ્રાન્ટ-ઈન-એઈડ ના ધોરણે સ્વૈચ્છિક સંસ્થાઓને વિદ્યાર્થી દીઠ માસિક રૂ. ૩૫૦ મુજબ નિભાવ ગ્રાન્ટ સ્વૈચ્છિક સંસ્થાને ચુકવાય છે. આ આશ્રમશાળાઓનો ઉત્તર બુનિયાદી આશ્રમશાળાઓમાં પ્રવેશ માટે વિદ્યાર્થીઓએ જે તે સંસ્થાનો સંપર્ક કરવાનો રહેશે. આશ્રમશાળા ઉત્તર બુનિયાદી આશ્રમશાળાઓમાં ફરજ બજાવતા કર્મચારીઓને ૧૦૦ ટકા પગાર ગ્રાન્ટ ચુકવવામાં આવે છે. આશ્રમશાળાના મકાન બાંધકામ માટે રૂ. ૨૫ લાખના આદિવાસી પેટાયોજવામાં ૯૦ ટકા અને બિનઆદિવાસી વિસ્તારમાં ૮૦ ટકા મુજબ મકાન બાંધકામની ગ્રાન્ટ અપાય છે.

૨૩) આદર્શ નિવાસી શાળા :

અનુસુચિત જનજાતિના વિદ્યાર્થીઓ માટે આદર્શ નિવાસી શાળાઓ શરૂ કરાઇ છે. જેમાં વિના મુલ્યે રહેવા જમવા અને અભ્યાસની સગવળ અપાય છે. આ શાળામાં ધો ૮ થી ૧૨ ના કુમાર, કન્યાને પ્રવેશ અપાય છે, જેમાં ઉચ્ચતર માધ્યમિક કક્ષાએ માત્ર વિજ્ઞાન પ્રવાહમાં પ્રવેશ અપાય છે. આ શાળામાં ધો ૭ ની વાર્ષિક પરીક્ષામાં ૫૦ ટકા કે તેથી વધારે ગુણ મેળવીને પ્રવેશ પરીક્ષામાં ઉર્તીણ થયેલ વિદ્યાર્થીને ગુણવત્તાના આધારે પ્રવેશ અપાય છે, જ્યારે ઉચ્ચતર માધ્યમિક વિજ્ઞાન પ્રવાહના વિષયો સાથે ૫૦ ટકા ગુણ મેળવીને ઉતિર્ણ થયેલા વિદ્યાર્થીઓને ગુણવત્તાના ધોરણે પ્રવેશ આપવામાં આવે છે.

૨૪) ખાસ પ્રોત્સાહક ઈનામ યોજના :

અનુસુચિત જનજાતિના વિદ્યાર્થીઓ અભ્યાસ માં પુરતો રસ દાખવે અને સારા ટકા મેળવે તે આશયથી રાજયમાં આ જાતિના વિદ્યાર્થીઓ માટે નીચે મુજબના ખાસ પ્રોત્સાહક ઇનામો આપવાની યોજના અમલમાં મુકાઇ છે.

બોર્ડની ધોરણ ૧૦ ન્યુ એસ.એસ.સી પરીક્ષામાં પાસ થનાર વિદ્યાર્થીઓ પૈકી પ્રથમ પાંચ વિદ્યાર્થીઓને અનુક્રમે રૂ. ૧૫૦૦, રૂ. ૧૨૫૦, રૂ. ૧૦૦૦, રૂ. ૭૫૦ અને રૂ. ૫૦૦ નું ઈનામ અપાય છે. આ ઉપરાંત બોર્ડની ધોરણ ૧૨ ઉચ્ચતર માધ્યમિક પરીક્ષામાં વિજ્ઞાન (સાયન્સ), વાણિજ્ય (કોમર્સ), વિનયન (આર્ટસ) અને વ્યવહારલક્ષી પ્રવાહમાં પાસ થયેલ વિદ્યાર્થીઓ પૈકી દરેક પ્રવાહના પ્રથમ ત્રણ વિદ્યાર્થીઓને અનુક્રમે રૂ. ૨૦૦૦, રૂ. ૧૫૦૦ અને રૂ. ૧૦૦૦ નું ઈનામ અપાય છે, જ્યારે જિલ્લાકક્ષાએ પણ ધો-૧૦ માં પ્રથમ ત્રણ નંબરે રૂ. ૧૫૦૦, રૂ. ૧૨૫૦, રૂ. ૧૦૦૦ અને ધો-૧૨ માં પ્રવાહવાર ત્રણ વિદ્યાર્થીઓને રૂ. ૧૫૦૦, રૂ. ૧૨૫૦ અને રૂ. ૧૦૦૦ પ્રોત્સાહક ઈનામ આપવાની યોજના અમલમાં છે.

## ૨૫) બાલવાડી :

અનુસુચિત જનજાતિના ૩થી ૫ વર્ષની ઉંમરના બાળકો માટે સ્વૈચ્છિક સંસ્થાઓ દ્વારા અનુદાનમાં ધોરણે બાલવાડી ચલાવવામાં આવે છે. આ બાલવાડીમાં બાળકો માટેરમકડા, શિક્ષણના સાધનો, પુસ્તિકા, નાસ્તો, બે જોડ કપડા વગેરે સવલતો આપવામાં આવે છે. આ માટે સ્વૈચ્છિક સંસ્થાઓને સરકાર તરફથી.

| વિગત | મળવાપાત્ર વાર્ષિક સ્યુશન |
|---|---|
| (૧) સંચાલિકાનો પગાર-ટ્રેઈન્ડ- | રૂ. ૯,૦૦૦ |
| અનટ્રેઈન્ડ | રૂ. ૭, ૨૦૦ |
| (૨) તેડાગરનો પગાર | રૂ. ૩, ૬૦૦ |
| (૩) બાળકો માટેના નાસ્તાનો ખર્ચ | રૂ. ૩, ૩૦૮ |
| (૪) સ્ટેશનરી, તેલ, સાબુ વગેરે પરચુરણ ખર્ચના | રૂ. ૫૪૦ |
| (૫) પુસ્તિકાઓ, રમકડા, શિક્ષણના સાધનો વગેરે માટે | રૂ. ૪૫૦ |
| (૬) મકાન ભાડું ગ્રામ્ય વિસ્તાર | રૂ. ૧, ૦૮૦ |
| (૭) બાળક દીઠ બે જોડ કપડા માટે | રૂ. ૬૦૦ |
| (૮) સાધન ગ્રાન્ટ | રૂ. ૨, ૦૦૦ |

## ૨૬) બાલ મંદિરના બાળકોને ખાસ સવલતો :

સેવા સંસ્થાઓ દ્વારા સંચાલિત બાલ મંદિરમાં કે ખાનગી બાલમંદિરમાં અનુસુચિત જનજાતિના બાળકો ફી ભરીને નિયમિત જતા હોય તેવા બાળકોને પ્રવેશ ફી ના માસિક રૂ. ૧૦ લેખે ૧૦ માસની ફીના રૂ. ૧૦૦ તથા બે જોડી કપડાં માટેના રૂ. ૬૦ મળીને કુલ રૂ. ૧૭૦ અપાય છે. આ માટે વાર્ષિક આવક મર્યાદા રૂ. ૯,૨૦૦ રખાઈ છે.

## ૨૭) સમાજ શિક્ષણ શિબિર :

અનુસુચિત જનજાતિના લોકોમાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ વધારવા, વિવિધ યોજનાઓની જાણકારી આપવા તથા તે જાતિઓના વ્યાપ્ર કુરિવાજોને બંધ કરવાના આશયથી દરેક જિલ્લામાં સમાજ શિક્ષણ શિબિરો યોજવામાં આવે છે, જે માટે શિબિર દીઠ અંદાજે રૂ. ૫૦૦૦ નો ખર્ચ કરી શકાય છે.

## ૨૮) પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓને વિનામુલ્યે પાઠ્યપુસ્તક :

અનુસુચિત જનજાતિના પ્રાથમિક શાળા એટલે કે ધો- ૧થી ૭ માં અભ્યાસ કરતા બાળકોને દરેક બાળકદીઠ પાઠ્યપુસ્તક નો એક સેટ વિનામુલ્યે આપવામાં આવે છે. આ યોજનાનો જિલ્લા પ્રાથમિક શિક્ષણાધિકારી દ્વારા અમલ કરાય છે. અને આ યોજના માટે કોઈ આવક મર્યાદા રખાઈ નથી.

## ૨૯) પ્રતિભાશાળી વિદ્યાર્થીનીઓને આર્થિક સહાય :

પ્રાથમિક શાળાના ધો- ૫,૬,૭ માં અભ્યાસ કરતી અનુસુચિત જનજાતિની વિદ્યાર્થીનીઓ પૈકી તે ત્રણેય ધોરણમાં પ્રથમ નંબરે આવેલી વિદ્યાર્થીનીને વાર્ષિક રૂ. ૧૦૦ નો રોક્કળ પુરસ્કાર આપવામાં આવે છે.

## ૩૦) નબળા વિદ્યાર્થીઓ માટે શિક્ષણ વર્ગો :

અનુસુચિત જનજાતિના વિદ્યાર્થીઓને શાળાના સમય બાદ વધારાનું શિક્ષણ આપનાર શિક્ષકને માસિક રૂ. ૧૨૫ લેખે વધારાનું મહેનતાણું અપાય છે. જિલ્લા શિક્ષણાધિકારી દ્વારા આ યોજનાનો અમલ થાય છે. અને આ માટે કોઈ આવક મર્યાદા રાખવામાં આવેલ નથી.

## ૩૧) નબળા વિદ્યાર્થીઓ માટે શિક્ષણ વર્ગો :

અનુસુચિત જનજાતિના કોલેજમાં અભ્યાસ કરતા નબળા વિદ્યાર્થીઓ માટે ખાસ શિક્ષણ વર્ગો ચલાવવામાં આવે છે. સંયુક્ત શિક્ષણ નિયામક (કોલેજ શાખા) દ્વારા આ યોજનાનો અમલ થાય છે. અને આ માટે વર્ગદીઠ રૂ. ૩૬૫૦ ની ગ્રાન્ટ આપવામાં આવે છે.

## ૩૨) અપંગ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ :

આ યોજના હેઠળ ધોરણ ૮ સુધીના વર્ગોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને રૂ. ૫૦૦ સુધીની શિષ્યવૃત્તિ અપાય છે. આ યોજનાનો અમલ સમાજ સુરક્ષા ખાતા દ્વારા થાય છે.



# તિરકામઠા પેલવાણ

દિનેશ ડુંગરાભીલ

૧૯૯૮ મે ભાશા સંસ્થા તેજગઢમે પોલીસ અન આદિવાસીની વચમે તીરકામઠામી હરિફાઇ રાખવામે આવેલી. તીમે છોટાઉદેપુર, કવાંટ, નસવાડી, પાવી-જેતપુર, બારીઆ, જેવા તાલુકામેથી તીરકામઠા હરિફાઇ મે ભાચા આવેલા, તાં વડોદરા જિલ્લા ના ગોંમડો ના પોલીસ આવેલા, અન પછેન આદિવાસીઓ અન પોલીસો ની વચમે તીર છોડવા ની હરિફાઇ ચાલું કરેલી તીમા આદિવાસી ભાચ જીતી જેલો.

હરિફાઇ મે નસવાડી તાલુકાના દુગ્ધા ગોમનો દિનેશભાચ ડુંગરાભીલ અન તીના હંગાથ બીજા ભાચો આવલા, તીમા દિનેશ ડુંગરાભીલ નોમનો જુવાન ઘણોદ તીરકામઠા મે પેલવોન હુંતો, હરિફાઇ પુરી થી પછેન દિનેશ ડુંગરાભીલ ભેગો થીયો. તેર પછેન ખબેર મચલી કે એક આદિવાસી જુવાન નસવાડી તીલુકાના દુગ્ધા ગોમનો તીરકામઠા હરિફાઇમેં રાજ મે પુણ અગોળ આવેલો સે. તેઓ જબરી મોટલી મોટલી નિહાળોમે અન બીજા રાજ મે જઇકને પુન તીરકામઠા રિમતમે અગોળ આવેલો સે. તીમા સાબરકાંઠા, દાહોદ, દેવગઢ-બારિયા, ઓરિસ્સા, બિહાર, દિલ્હી, કેરાલા, મહારાષ્ટ્ર, કલકત્તા, ઘણાદ રાજોમેં જઇકને અગોળ પેલ્લો આવેલો તી કાં-કાં જેલો તીનાને ભાળીએ.

૧૯૯૪ માં દેવગઢ-બારચિા મેં રમાચેલી સ્પોર્ટસ ઓથોરિટી ઓફ ઇન્ડિયામે તીરકામઠા દાઅલ થયો હતો, આથી હોસ્ટેલમેં રેવાને લીધે ઘણીદ કરવાની સે જબરી મુસ્કેલી વેઠીને તેર આઇ હોસ્ટેલમે રેવાનું મલે સે, દાખલ કરીકને પછેન આધુનિક સાધન મે ભણાવામે આવ સે. તીનાને આવા સ્પોર્ટસ ઓથોરિટી ઓફ ઇન્ડિયા દ્વારા હોસ્ટેલમેં તીનાને માહિતી મલી. પછેન દિનેશભાચ માહિતગાર થીયો. અન તીનાને ઘણુદ હારૂ ભણતર આલીને અલગ-અલગ સ્થળનો ભોમીયો થીયો ભોમીયો થીયા પછેન અલગ-અલગ રાજમે પેલ્લો નંબર મે આવવા લાગેલો.

૧. ૧૯૯૨ મે સુણાલી મે રમાચેલી આર્ચરી હરિફાઇ મેં ગુજરાત મેં દિનેશભાચનો પેલ્લો નંબર આવેલો હુતો.

૨. ૧૯૯૩ મેં દાહોદ રમાચેલ ગોમડોની તીરકામઠા હરિફાઇમે પુન દિનેશભાચનો પેલ્લો નંબર આવેલો.

૩. ૧૯૯૫ મે બિહાર ઓરિસ્સા (કટક) મે રમાચેલી સિનિચર નેશનલ આર્ચરી ચેમ્પીચનશીપમે ભાગ લીધો હતો.

૪. ૧૯૯૬ મે બિહાર (જમશેદપુર) રમાચેલી સિનિચર નેશનલ ચેમ્પીચનશીપમાં ગુજરાત રાજવતી અગોળ ઊભો રાખેલો હુતો. તીમા દિનેશભાચનો પોચમો નંબર હુતો.

૫. ૧૯૯૭ મે તીનવાર રાજની તીરકામઠા હરિફાઇ મે દિલ્હી મે રમાચેલી તીમા સિનિચર નેશનલ આર્ચરી ચેમ્પીચનશીપ મે ભાગ લીધેલો તીમા ૨૪ (ચોવીહ) રાજોની હરિફાઇ મે ભાગ લીધેલો હુતો. તીમા

દિનેશભાય ૫૦(પચ્ચાહ) મીટરની રેન્જમાં ૩૬૦ પોઇન્ટ મે થી ૨૮૦ પોઇન્ટ લીધા હુતા. તીમા દિનેશભાય ભારત દેશની નવલો રેકોર્ડ તીયાર કરીને સુવર્ણ ચંદ્રક લીધો હુતો.

૧૯૯૯ મે દિલ્હી મે સ્પોર્ટસ ઓથોરિટી ઓફ ઇન્ડિયાની તીરકામઠાની હોસ્ટેલ મે રેવાની મોગણી કરેલી તીનાને પેલા પરીક્ષા કરવા ને લીધે બુલાવવામે આવેલો પસેણ દિનેશભાયનું અગોળ આવવાને લીધે તીનાની જબર કસોટીઓ કરીકને લીધો હુતો. દિલ્હીમે સ્પોર્ટસ ઓથોરિટી ઓફ ઇન્ડિયાને તીરકામઠા હોસ્ટેલ મે રેવાનું મયલુ. દિનેશભાયને ભારત દેશના અર્જુન જેવો જ તીનાને આંતરરાષ્ટ્રીય લેવલે દુનિયાનો રેકોર્ડ બનાવવાવાળો અર્જુન એવોર્ડીએયા લીંબારોમની હંગાત રહીકને ભણવાની લાભ મયલો.

ઓમ એક આદિવાસી જુવાન ઘણોદ અગોળ આવી રીયો સે તીનાનું નોમ આજ અલેગ-અલેગ રાજોમે ઘણોદ અવલ રમતવાળા રાજ મે બારો આવેલો સે. પસેણ દિનેશભાય વિચાર કરયો કે આદિવાસી પ્રશિક્ષણ અકાદમી તેજગઢમે ઘણીદ અવલ સંસ્થા ગોમડોની કોમ કરતી સંસ્થા સે. તીના સાહેબ ડૉ. ગણેશ દેવી સાહેબની હંગાત વાતો કરીને વિચાર કરયો કે ગોમોડોનો સોરો આજે તીરકામઠો ભુલીને, બંદુકડોને ભાળવા લાગેલા સે. તીરકોમઠોનો ખરચો ની મરે, બંદુકળો ઘણોદ ખરચાવાળો હોય. વતે તીરકામઠો ભુલવા લાગેલા સે. અન આપુણ સંસ્થામે વરહે-વરહે તીરકામઠાની હરીફાઇ રાખવા મે આવે સે તો આપુણ આદિવાસી ના ગોમડોના નોનલા-નોનલા સોરોને હીંખવાળીએ એથો વિચાર કરીકને તેજગઢ મે દિનેશભાય આજે ૩૦ (ત્રીહ) ભણતર લીરીયા સે આનો મતલબ એવો થહે કે ગુજરાત રાજમે ભારત દેહ મે દિનેશભાય એકલો હુતો પુન બીજો તીયાર થી જહે અને આદિવાસી સમાજ અગોળ નોમ રાખહે.



# વન ઔષધિની ઓળખ અને ઉપયોગો

હેમસિંગ રાઠવા

## લીમડો (લેમળો) ફોટો

૧- પાયડું : લેમળો ભારત દેહનું પહેલા નંબરનું ઝાડ ગણવામે આવે સે. તીના પાયડા પીસડાં જેહળા હોય સે. આહ્યું લેમળાનું ઝાડ બારે-માહ લીલું રેય સે. આદિવાસીઓ મેં કોઇક મોનહું ને તાવ આવેસે. તેર બળવો લેમડાનો પોયડો લોકુંને ચાપોર કુટીને લોટામેં થોડુંક પોની લેઇક્ને પાયડાં બોળી રાખવામેં આવે સે. પસેન એક દાહડામેં બે-તીન ઓટા પીવડાવામે આવે સે. એહલી રીતુથી અઠવાડિયા હુંદી પીવા મેં આવવાથી તાવ મટી જહો. અન તીનો રંગ લીલો હોય સે.

૨- લેમડાનું છોડું : મોનહના ડીલ પોર કોઈપુન ચોમડીમેં રોગું થાય તેર અન ગુંમડા થયું હોય તેર લેમડાનું છોડું લેઇકને હુંકળી દેવું પડેશે. પસેન ઓઢણી કે ચાપોર પોર વાટીકને ઝીણી ભુકી જેવો પાવડર કરીકને નોની હીહીમે હાચવી રાખવામેં આવે સે. ડિલ પર ચોમડીમેં રોગ થાય તેર પાવડરને મોંદ અન પાવડર એતરું લેઇકને જયોં ગુંમડું કે બિમારી થીઈ હોય તો લગાડવામેં ચોપડવામે આવે સે. પછેન ચોમડીનો રોગ મટી જહે.

૩- લેમળોઃ લેમળો મેં થી તેલ કાઢવામે આવે સે. તેલ જબરૂ કોમ આવે સે. જો ઉઘઇ આવે તો લગાડવામે આવે તેર ઉઘઇ ની આવતી, ખેતરમે ભુકો કરીકને નાખવા મેં આવે સે. જમીન મે કસ આવે સે. અન અનાજ વધાર પાકે સે.

લેમળાનો ગુંદર ખાવાથી ભુખ જબરી લાગે સે. અને વધાર ખવાય સે. અન ડીલ મે તાકાત આવે સે.

૪- લેમડાનું મુળિયું : લેમડાના મુળિયા ખોદીક લાવીને હુંકવી દેવામેં આવે સે. અન તીના નેં વાટીને પાવડર બનાવીક ને રાખી મેલવામેં આવે સે. બળવા વધારે આપો પાવડર રાખે સે. અન મોનહું ને ઝાડા થી જાય સે તેર બળવા પોની હંગાથ ચપટી જેવડો ભેગો કરીકને પાવી દે સે. એમં અનેક દહાડા ખાવામેં આવે તેર ઝાડા મટી જાય સે. લેમડાનું દાતુંન પુન કરવા મેં આવે સે.

## મહુડો

મહુડો ભારત દેહના લગ-ભેગ બધા ભાગોમેં હોહે. મહુડાનો ઝાડનો પોયડો પડી જાય સે. એનું ઝાડ મોટલું હોય સે. તીનાની ડાળો જબરી મોટલી હોય સે. અન મહુડાનું થળુ પુન ઘણું જાળું હોય સે. તીના પાયડાં લીલા રંગના હોય સે.

## મહુડાનું ફુલ (મૂડો)

તીના ફુલ વરહમેં ફાગેન માહમેં આવે સે. અન એહ માહ હુદી મૂડો પડે સે. આદિવાસી રાઠવા સમાજમેં

મહુડાના મૂડો બધા વેણે સે. અન હુંકવે સે. પસીન ઘોરમેં હાસવી રાખવામેં આવે સે. પસીન વારતિવાર આવે સે તેર દારૂ (હરો) ગાળીકને પીવામેં આવે સે. અન વધારે હોય તેર બજાર મેં વેહચી આવે સે. આદિવાસી મેં ફુલ (મુડા) ને ખાવામેં પુન આવે સે. પુન વધારે ખાવા મેં આવે તેર નુકશાન પુન થાય સે. એતરે માપના મુડા ખાવામે આવે સે.

મહુડાનું ફળ (ડોળી) : મહુંડાને ડોળીના ઘુમકા લાગે સે. પેહ્લા નાના હોય સે પસેન વીહેક દાહડામેં ડોળી તીયાર થાય સે. અન તીનાને લોકું ડોળી કેસે. ડોળીની જાય ચરોળી હોય સે. તીનાને સીપીયા કેસે. તીનાને હુકવીને રાખવામે આવે સે. તીનાને ખાંડણીયા મેં કુંટીકને ભુક્કો કરીકને બાફીકને બે પાટીયાનો ચાપડો હોય સે. પછેને તે ભુક્કાને પીલવામાં આવે સે. અન પછેન ડોળીયું એહ્લે તેલ કાઢવામે આવે સે. અન ખાવામેં વાપરે સે. વાર તીવારે તેલ મેં ઢેબરો પણ બનાવવા મેં આવે સે. ખાવામેં ડોળીયું વારુંરેય સે. અન તેલમાંથી સાબુ પણ બનાવવામેં આવે સે. મહુંડાનું છોડું, પાયડા, ફુલ, મેં થી દવા પુન બનાવવા મેં આવે સે. ડીલ પોર ખંજવાળ, ફોહ્લા પર લગાડવા મેં આવે સે.

તેલ કાઢ્યા પછેન ખોળ, ચાપડા'હોય સે. તીનાને ખેતરમે નાંખવા થી જમીન હારી અન ઉંઘઇ જેવા જંતુઓ મટી જાય સે. અન અનાજ બગડતો ની. વારલો પાકી જાય સે.

મહુડાનું લાકડું:-

મહુડાના લાકડામેં થી આદિવાસીનું ઘોર પુન બનાવવા મેં આવે સે. અન ઇંટોનું ભઠ્ઠા પકવવા મેં પુન કોમ લાગે સે. ઓમ મહુડો ઘણો જબરો કોમમેં આવી રીયો સે.

## જંગલી કાંદા

પેદાશ : જંગલી કાંદા એતરે જંગલમે પેદા થતી વનસ્પિતી હોય સે. તે ઇંડા જેહલા આકારનો હોય સે ધોળો અને પીળા રંગનો હોય સે. કાંદાની જોડે પાયડા લીલા રંગના થાય સે. તેનું પાયડું અણીવાળું જોવા મળે સે. તેનો કાંદો જમીનમેં દટાયેલો હોય સે. અને મોટાભાગે જંગલોમેં જ જોવા મલે સે.

ઉપયોગો:- આ કાંદાના બહારના છોતરા કાઢી નાંખીને કાંદાના પાતળા થરને કાપીને સુકવામે આવે સે. અને ઉધરસ શ્વાસનળીના જેવા રોગોમેં વાપરવામેં આવે સે.

## અરડૂસી

વરણન: અરડૂસીનું ઝાડ મોટાભાગે બધાજ પ્રદેશોમે જોવા મળે સે. અને મેદાનો સપાટ જમીનમે વધારે થાય સે. તે બારેમાહ લીલું જોવા મલે સે. તેનો રંગ લીલો હોય સે. તેના પાયડા મોટા અને લાંબા હોય સે. તીના ફુલ ધોળા હોય સે. અરડૂસીના ઝાડને દૂરથી પણ માણહ ઓળખી શકે સે. અને તીના ફળ નાના અને તીમે બીજ હોય સે.

ઉપયોગ : તીના પાયડા સુકવીને રાખવામેં આવે સે. તીના તેલમેંથી માણહના ગળફા, દમ અને શ્વાસનળીના સોજા, કફ અને શ્વાસનો રોગ મટી શકે સે. અને તેના પાયડાને કુદા કે કીડી વધારે લાગતા નથી એતરે ફળોને પકવામે તીને પાથવામે આવે સે. અને ફળો પાકે સે. અને બગડી શકતા નથી.

## બીલી

મહત્વ : બીલીના પાન લીલા રંગના હોય સે. અને તીના પાયડા ભગવાનની પૂજામેં વાપરવામેં આવે સે.

અને તીના ફળમેંથી ગુંદર કાઢવામેં આવે સે. અને તીને માણહના પેટમે મરડો, કળજિયાત જેહલા રોગો થાય સે તેર તેને પાણી બોળીને શરબત તરીકે આપવામેં આવે સે. અને રોગો મટી જાય સે.

આ બીલીનું ઝાડ આપણા દેહમાં બધા ભાગોમે જોવા જડે સે. તે પાનખર ઝાડ સે પસેન પાછા પાયડાં લીલા હોય જાય સે.

આંકડો

આંકડો બધે દેખવામે આવે સે. તીના પાયડા વડના પાયડા જેહલા હોય સે. પણ થોડા જાડા હોય સે. તીના ફુલ ધોળા અને જાબુડી રંગના આવે સે. તીના ફળ પાકીને ફુટે સે તેર તીમેંથી રૂ નીકળે સે તે કામમે આવે સે માણહના દિલ પર દુખાવો થાય તેર આંકડાના ચીક લગાડમે આવે સે. અને દુખાવો ઓછો થાય સે અને આંકડાના પાયડાને દિવેલ ચોપડી ગરમ કરીકને શેક કરવામેં આવે સે.

આંકડાને ફુલોને માટલામે પાથરીકને અજમો, સિંધાર ભભરાવી કરી ફુલ પાથરીન આમં આખુ માટલું ભરીન ઢાંકણું બંધ કરીન પસેણ માટલાને ચારેબાજુમે છાણાનો ગરમાટો આલવો પસેન માટલુ ટાઢુ થાય તેર ફુલનો ગટ્ટો કાઢી ઝીણું વાટીન ગેસ, ઝાડા, ખાંસી, દમ જેહલા રોગોમે વાપરવામે આવે સે અને રોગ મટી જાય સે.

આદુ

આદુનો છોડ લગભગ બે ફુટ ઉંચો થાય સે. તીના પાયડા વાંસના ઝાડના જેવા હોય સે. તે ખેડૂતો જમીનમે રોપે સે અને તે જમીનમે ગાંઠો થાય સે. આપણે રોજના ખોરાકમે પણ આદુનો ઉપયોગ કરવામે આવે સે. અને તે ખોરાક જલ્દી પસે સે. અને આદુનો રસ, લીંબુનો રસ ભેગો કરીન પીવાથી ખાંસી મટી શકે સે. અને આદામેથી શુક બનાવે સે.

આમલી



આમલીના ઝાડ આપણા દેહમે બધી જગાપોર દેખવામે આવે સે. તે ઝાડ ઘટાદાર હોય સે. અને તીના ફુલ ખાટા હોય સે અને આદિવાસીમે તીના ફુલ દાળમે નાંખીન પણ ખાવા મે આવે સે. આમલી હોળીના મહિને પાકીને તીયાર થાય સે. આમલીના ઉપરનો છોડા અને કચુકા કાઢી મીઠુ ભેળવી સંગ્રહ કરવામે આવે સે. ઝાડા ઉલ્ટી થાય તેર આપવાથી મટી શકે સે. અને વંશીના ડંખ પર કચુકાને ઘસીને લગાડવાથી તે ચોટી જાય સે. અને ઝેર શોષી છુટો પડે સે.

આવળ

આવળનું ઝાડ પુવાડીયાના પાન જેવા હોય સે તે પીળારંગના ઝુમખાવાળા ફુલો દેખાય સે તે છોડ બધી જગામે જોવા મળે સે તેની છાલનો રંગ પાયડા રંગવામે આવે સે. પોગ મચકાઇ જાય તેર તે સોજા પર પાયડા બાફી બાંધવાથી મટે સે. સર્ગભા સ્ત્રીને ઉલ્ટી થાય તેર આવળના ફુલ ગાયના દૂધમે વાટી પીવડાવાથી મટી જાય સે.

### પ્રાપ્તિસ્થાન

આમળી ઝાડ લગભગ બધા પ્રદેશોમે પેદા થેલું જોવા મલે સે. અને વધુ પ્રમાણમે મધ્યપ્રદેશના જંગલોમે થાય સે.

દવા તરીકે ઉપયોગઃ- આમળાને આદિવાસી મે જડીબુટ્ટી વધારે માણવામે આવે સે. આમળાને પિપળામે નાંખવામે આવે સે.તીન ફળમાથી એક થાય સે. આમળાનું ચુરણ બનાવીને સુકવીને તીમેથી દ્રાવણ બનાવી રાખવાથી હરસના દરદમે આંખોના રોગમે, કમળો, પાંડુરોગ, અપચા, એકલા જુદા જુદા કેતરાક રોગોમે કામ આવે સે.

આમળામેથી વિટામીન સી. મળે છે. આમળામેથી માણહના દિલમે શક્તિ પણ વધારે સે. મરડો થયો હોય તીર આમળાનું દ્રાવણ પીવાથી મરડો મટી જાય સે.

આમળાના મૂળ ફુલ અને છાલમાંથી દ્રાવણ તીયાર કરી રાખવામે આવે સે અને દમ અને ઉંદરના રોગો મટાડી શકાય સે.

આમળીનું લાકડું : આમળીનું લાકડુ વધૂ સમય ટકી શકે સે તેનો ઉપયોગ ઘર બાંધવાના કામે વધારે કામમે આવે સે અને પાણીમે તે ટકાવામે વધારે સમય ચાલે સે અને ઘરવપરાશની વસ્તુઓ બનાવામે વધારે કામમે આવે સે.

### કેસુડો (ખાખર)

કેસુડાનું વરણનઃ કેસુડાને આદિવાસી બોલીમે ખાખર કહેવાય સે. આ ઝાડ આપણા દેહમે બધા જંગલોમે દેખાય સે અને કેસુડાની ડાળીનો રંગ લીલો સે પાયડા લીલા હોય સે અને તે ઝાડ પાનખર હોય સે. લગભગ



હોળીના મહિના પહેલા પાયડા પડી જાય સે પસેણ નાનલા પાપડા નવા ફુટે સે. અને તેના સમયે કેસુડા લાલા રંગના આ ખાખરના ઝાડ પોર ખીલે સે જાણે કે જંગલનો રાજા પાઘડી પહેરી હોય તેમ જંગલમે બધા પ્રદેશોમે જોવા મળે સે. કેસુડા પસેન તીના બી આવે સે.

કેસુડાનો ઉપયોગઃ કેસુડાની ડાળી પોર લાખનો કીડો પણ ઉછેરવામે આવે સે અને લાખ ઘણી જગાપોર વપરાય સે. પસેન કેસુડાનુ ફુલ હોય સે. તીન પાણીમે બોળી રાખીને પસેણ ઉકાળવામે આવે સે અને રંગ પાંચ મને દાહડે રંગ પણ છાંટવામે આવે સે.અને કેસુડાને બીજને લીમડાના રસમાં પીસીને ચામડી પોર ચળ આવે સે તેર લગાડવામે આવે સે. દા.ત. ધોબીને ઘોર આખલા સમુહમે ધોવામે આવે સે તીન હાથે રોગો થવાની શક્યતા હોય સે અને ચામડીના રોગો જેવા કે ચામડીપોર ચળ આવતી હોય સે તેર કેસુડાનો રસ, છાલ લીમડાના રસ હાથે વાપરવાથી દિલ પોર ચેર આવે સે તે મટી જાય સે.

કેસુડાનું લાકડુંઃ-કેસુડાનું લાકડુ પાણીની સપાટી નીચે વધારે સમય ટકી શકે સે. આદિવાસીમે કૂવા પર પોણી ખેચવા માટે ખાખરાનું ચેકૈડુ બનાવામાં આવે સે તે જલ્દી ખસાતું નથી એટલે ખાખરનું લાકડું વાપરવામે આવે સે.

ભોટીંગણી

આ ઝાડ આપણા દેહમે મોટા ભાગે નદીઓના પટમે અને નદીના ભાટા જમીનમાં જોવા મળે સે. અને સડકોની આજુબાજુમે પણ જોવા મળે સે.
ઉપયોગઃ- ભોટીંગણીના ફળને બાફીને માણેહને દિલના કોઈ પણ જગા પર ગુમડું થાય તેર તીને બાફીને પાટો બાંધવાથી મટી શકે સે અને ઉધરસ છાતીનો દુઃખાવો થતો હોય સે તીના કામમે પણ આવે સે.

તુલસી

તુલસીનું જન્મ સ્થળ:-

તુલસીનું આમ જોવામે આવે તો આપણા દેહમે જ જન્મસ્થળ ગણવામે આવે સે કેમ કે સંસ્કૃતિની રીતે દેવ દેવતાની પૂજા કરવામે તુલસીનો ઉપયોગ કરવામે આવે સે તે દરેક ઘરોમે બાગમે ઉગાડવામે આવે સે અને તેને પૂજા કરવામે પણ આવે સે. તે ઝાડ નાનું થાય સે તે ઘુમટ જેવા આકારનું થાય સે તેને નાના પાયડા થાય સે અને ફુલ નાના આવે સે.
ઉપયોગઃ તુલસીનો ઉપયોગ પૂજા કરવામે થાય સે અને દવામે પણ વાપરવામે આવે સે. તેના પાયડા ફુલને સુકવીને ભુકી કરીને શરીરના કોઇ પણ ભાગમે ખસ ખરજવુ દાદરી જેવા કેટલાક રોગીને મટાડી શકાય છે.

આસોપાલવ

પ્રાપ્તિસ્થાનઃ આ ઝાડ આપણા દેહમે બધી જગાપોર જોવા મળે સે. અને અશોક વાટિકા એતરે કે રાવણે મહારાણી સીતાને બાંદી રાખી હતી તેનું પણ જાણીતું સે. આશોપાલવ એક નાનું ઝાડ હોય સે તીના પાયડા લીલા રંગના અને અણીદાર જેવા લાગે સે અને લીલી ચાદર ઓઢાડી હોય તેહલું બગીચાઓમે વાડીઓમે જોવા મળે સે અને તેના ફુલો નારંગી રંગના ઝુમકામે ઝુલતા જોવા મળે સે.
ઉપયોગ કેવી રીતે કરવોઃ આસોપાલવની છાલ ફુલો અને બીજ ભેગા કરીને સુકવામે આવે સે પસેણ તેનું ચુર્ણ બનાવીકને રાખી મેલવુ પસેણ જો સ્ત્રીઓને ગર્ભાશયના રકતસ્ત્રાવ થાય તેર તેની ભુકી પાણી સાથે દિવસમે બે વાર આપવાથી મટે સે અને સ્ત્રીઓના ગુપ્ત રોગોમે કામ લાગે સે.

અરજૂન સાદડ

આ એક જંગલમે ઉગતુ ઝાડ હોય એની પોર ધોળા ફુલ આવે સે. અને તે જમીન પર પથરાયેલુ હોય સે અને તેના છાલમેથી ભુકી તૈયાર કરીન ગાયના ઘી સાથે જે હૃદયરોગનો માણહ માંદો થાય સે તેને રોજ સવાર સાંજ આપવામે આવે તે રોગ મટી જાય સે અને સાદડનું લાકડું પણ ઘણું કિંમતવાળુ ગણવામે આવે સે.

અમરવેલ

આપણા દેહમે અમરવેલના વેલા ઘણા ઝાડો પર દેખવા મળે સે તે બીજા ઝાડ પોર સવાયને જીવે સે તેને મૂળ કે ડાળી હોતી નથીતે પરોપકારી વેલ સે. તીનો રંગ સોનેરી હોય સે. આવા વેલા આકાશમેના વાયુ મંડળમેથી અને ઝાડમે ભેજ ખેચીકને જાતે વધે સે. અને તેનો ઉપયોગ અગ્નિદિપક અને કેતરાકા રોગોમે કામ લાગે સે.

## અરડૂસી

અરડૂસીનો છોડ જમીનપોર જાતે ઉગતો નથી તેની ડાળી જમીનમે ડાટવાથી તીનો છોડ બને સે. તીના પાન જામફળીના પાન જેહલા થાય સે અને તીની પોર ધોળાફુલ આવે સે. તીનો ઉપયોગ માણહના દિલપોર કોઈપણ ભાગમે લોહી પડે તેર અને તેને રક્તપિત કહે સે. તેવા રોગોમે ખાસ કામ લાગે સે. અને તીના ફુલ મૂળમેથી દવા તીયાર કરવા મે આવે સે.

## ગરમાળો




વરણનઃ- ગરમાળાનું ઝાડ નાનું અને ઉંચાઇ નાની હોય સે તેના પાયડા પણ નાના અને લીલા રંગના હોય સે. ગરમાળાના ફુલ પીળા રંગના અને મોટલા હોય સે અને લટકીને ઝુમખામે જોવા મલે સે અને મોટાભાગે હોળી મહિનામે ફુલો આવે સે તેર એ ઝાડ જંગલમે વારુત રૂપાળું દેખાય સે. અને તે લગભગ આપણા દેહમે બધા ભાગોમે જોવા મળે સે અને વધાર વાટની કિનારે બેજવાળી જગામે વધારે થાય સે.

ઉપયોગઃ- ગરમાળો દવામે ઘણો ઉપયોગી હોય સે. નિર્મલનો બળવો રાઠવા મનસો બડવો દવા કરીન બનાવી સે કે તેના ફુલ, છાલ, બીનો પાવડર બનાવીને સાચવી રાખવામે આવે સે અને પેટના રોગો કળજિયાત અને જૂના રોગીઓને ડામ લાગે સે. અને જો નાનલા પોયરાને પોતાનું દૂધ પીવડાવી બાયડીઓને તેનો ઉપયોગ કરવાથી દૂધમાં વધારો થાય સે.

## અરીઠા

અરીઠા ઝાડ આપણા દેહમે બધી જગામે દેખવા મળે સે. અરીઠુ ઘણું ઝેરી હોય સે. અને ઝેરી અસરને દૂર કરવામે ઘણું ઉપયોગી થાય સે. અરીઠાનું પાણી કરીકને પીવાડાથી ઓખવારે સે અને બધુ ઝેર નીકળી જાય સે અને ઝેર દૂર કરવા તેના ફીણને આંખમે આંજવાથી ઝેર દૂર થાય સે પણ બળતરા મટાડવા ઘી આંજવુ પડે સે.

પહેલાના જમાનામે અરીઠાનો ઉપયોગ સાબુની જગાપોર તીનું પાણીથી ગરમ અને રેશમી કાપડ સાફ થાય સે અને માથુ ધોવામે તીનું પાણી કામ લાગે સે. અને ઘરેણાનો મેલ સાફ કરવા મે અરીઠાનું પાણી સોની લોકો વાપરે સે. અને અરીઠા, અમડાના પાવડરના પાણીથી માથુ ધોવુ ઉત્તમ ગણાય સે.

## એરંડો

એરંડો એતરે દિવેલો આદિવાસીમે એરંડાને દિવેલો કહે સે. આ બધી જગામે થાય સે. દિવેલો મોટાભાગે ખેતીમે થાય સે. તીના ફળ ઝુમકામે લાગે સે. તે પાંચ હાથ એહલું મોટું હોવે સે. અને તીની પોર લાલ ધોળા એરંડા લાગે સે.

દિવેલીના બીમેથી તેલ કાઢવામે આવે સે. તેનું તેલ અનાજને દિવેલથી મોળવીને રાખવાથી અનાજ બગડતું નથી. સાંધાના દુઃખાવો થાય તેર સૂંઠના ચૂર્ણમે દિવેલ ભેળવી તેનો લાડુ બનાવો. પસેણ તીની ચારેબાજુ દિવેલના પાયડા લપેટી તેના પોર દોરી વીંટી એક આંગળ જાડો ચીકણી માટીનો લેપ કરવો પસેણ છાણામે પકવવું લાડુનો પાવડર કરી સવાર સાંજ એક ચમચી લેવાથી ઘણો ફાયદો થાય સે.

આંબો

આંબાનું ઝાડ આપણા દેહમે બધી જગાપોર જોવા મળે સે. આંબાની જાતો ઘણીબધી હોય સે. પણ આપણે મીઠી કેરી મળે એવી જાત પસંદ કરી સે. કેરીને કાપીન મસાલા નાખીન. અથાણાં બનાવવામે આવે સે. અને મુરબ્બો બનાવે સે. કેરીનું ગોટલીનું ચૂર્ણ કરી દહી સાથે આપવાથી નસકોરી કુટે ત્યારે આપવામે આવે સે. અને વીંછી દખ તેર કેરીનો ચીક લાગવાથી મટી શકે સે.

કરમદા

કરમદાનું ઝાડ કાયમ બારેમાહ લીલું રહેતુ ઝાડમે તે કટાવાળુ હોય સે અને જંગલોમે જોવા મળે સે. તીના પાયડા લીલા રંગના હોય સે. કુલ ધોળા સુંગધવાળા આવે સે અને પાકે તેર જાંબુડીયા રંગના હોય સે. તીના ફળ ઝુમખામે લાગે સે. તેનો ઉપયોગ મુરબ્બો થાય સે. શરીરની ગરમી અને પેટની જંતુઓનો નાશ કરવામે આવે સે.

કાજુ

કાજુના ઝાડ જંગલમે અને ડુંગરાળ પરદેહમે જોવા મળે સે. તે બારેમાહ લીલું રહેતુ ઝાડ હોય સે. અને ઘટાદાર જોવા મળે સે. તેના પાયડા ખાખરના પાયડા જેવા લાગે સે. તીના ફળ હોળીના મહિનેથી ફળ આવે સે. ફળ રંગબેરંગી જોવા મળે સે તેની છાલ પણ ખાય શકાય સે તેનો ડુંટો કાઢી શેકીને તીમેથી કાજુ કાઢવામે આવે સે. તે કાજુ બળ આપે સે અને બુધ્ધિ પણ વધે સે. એતરે કાજુ ઘણું ઉપયોગી સે.

કેવડો

કેવડાનું ઝાડ અમુક જગાપોર જોવા મળે સે તે ૧૦ ફુટ ઉંચાઇ મે થાય સે તીના પાયડાની ધાર પોર કાંટા હોય સે. કેવડો બે જાતનો થાય સે. ધોળો અને પીળો એમ બે જાતના કેવડા થાય સે. તીના પાયડા ઘણા ગંધવાળા હોય સે અને તેનુ ફળ શ્રાવણ મહિનામે પાકે સે અને તીના ફળનું તેલ કાઢવામે આવે સે કેવડાનુ મૂળ ઘહીકને હાકર હાથે ખાવાથી રક્ત રોગવાળાને ઘણી લાભ થાય સે.

કૂવેચ

જે હુડીમે કુવેચના વેલા કુટે સે તે વાડ કે ગુડા પોર પથારાય જાય સે. પસેન વાડની ઉપેર વેલા થાય સે અને લાંબા વેલા થાય સે અને વેલા વાડમે વીંટાય જાય સે. પસેણ તેની પેર ઝૂમખામે સીંગો લાગે સે. અને તેના પોરની નાની રુંવાટી આપણા દિલપોર વાગવાથી ખંજવાળ આવે સે અને આપણી ખંજવાળ ઓચવાડ છાણનો ઉપયોગ કરીએ સે. અને આપણા પેટમાં કરમિયા માટે તેની સીંગો પરના કાંટા રુંવાટાથી દહીમે ભેળવી ખપડાવાથી કરમીયા બહાર આવે સે. આમં કુવેચ ઘણાં કામ માટે ઉપયોગી સે.

કાંઠી

ગુજરાતમે કાંઠીના ઝાડ ઘણા જોવા મળે સે તેનું થડ ઘણુ કઠણ હોય સે. તે બારેમાહ લીલી વનસ્પિત હોય સે. તીના ફળ ગોલ લાડવા જેવા ફળ આવે સે તેનું કાંઠુ ઘણું કઠણ હોય સે તીમે ગોળ મોરસ નાંખી ચટણી કરવાથી ખાવાના ઉપયોગ મે આવે સે અને પાકેલા કાંઠાનો મુરબ્બો પણ કરવા મે આવે સે અને તીનો ખાસ ઉપયોગ માણેહને દિલપોર પિત્તના ચાંદા પોર કાંઠીના પાયડાની ચટણી બનાવીને લગાડવાથી વાહ થાય સે

અને સ્ત્રીઓના પદરમે કોઠી અને વાસના પાયડાના પત્નાનું ચુર્ણ કરી મધમે આલવાથી ઘણો ફાયદો થાય સે. અને હવારની પોરમે પાકા કાંઠાના ગર્ભ સાથે ગોળ અને પાણઈ ભેળવી શરબત જેહલુ બનાવી આપવામે આવે અને ૧૫ દાહડા પીવાથી હરસમસા મટી જાય સે. એ વિજોલ ગામનો બળવો રાઠવા મનસાભાઈએ ઘણા લોકોને દવા આપીકને રોગો મટાડેલા સે.

ખેર

આપણા ગુજરાતના બધા જંગલોમેથી ખેરના ઝાડ થાય સે તે ૨૦ થી ૩૦ ફુટ ઉંચા વધે સે. આવા ઝાડનો ગુંદર ખાવામે પણ આવે સે. તીના થડના ભાગમે જે લાકડું હોય સે તીને કટકા પાડી ઉકાળવાથી તીમેથી કાથો તીયાર થાય સે અને તીનો ઉપયોગ ખાવાના પાનમે થાય સે. તે જાણીતો સે તીના લાકડામેથી ઢોલક જેવા વાજિંત્રો પણ બનાવે સે.

ગુગળ

ગુંગળ આપણા દેહમે બધા જંગલોમે થાય સે. તીનું ઝાડ ઘણું મોટું થાય સે અને ઉનાળામે તે ઝાડમેથી ગુંદર નીકળે સે એતરે ગુગળ નામ આપેલું સે ગુગળના ગુંદરનો ધુમાડો કરવાથી હવાના જંતુઓ નાશ થાય સે. ગુગળના ઝાડ ચાર પાંચ જાતના આવે સે પણ હિરણ્યઆહીશ ગુગળ માણેહના રોગોમે વપરાય સે અને ગુંદરમેથી લોબાણ બનાવે સે અને તેની અગરબત્તી બનાવે સે તેના ગુંદર વાપરવામે આવે સે.

ગૂદી (ગાયદા)

ગુદીના ઝાડ મોટા થાય સે.તીની બે જાતો સે. નાના અને મોટા ગુંદા ગાયદા વૈશાખ મહિનામે પાકે સે તે અથાણા બનાવામે ઉપયોગમે આવે સે અનેગાયદા પાકે ત્યારે ગળ્યાં લાગે સે. એતરે ખોરાક પચાવે સે અને નાનલા પોયરા વધારે ખાય સે.

ગોરડ

ગરુડ ઝાડ જંગલોમે અને વગડામે થાય સે. તે બાવળના ઝાડ જેવું જ થાય સે. તેનો ગુંદર દવા બનાવી અને રંગકામ કરવા મે અને ખોરાકમે વાપરવામે ખાસ આવે સે. અને પ્રસ્તુતીવાળી સ્ત્રીઓને ગુંદરપાક ખોરાક સાથે ભેળવીને આપવાથી શકિતીમે વધારો થાય સે.

# અહમ અને વેદના

શૈલેષકુમાર પટેલ

શામજી : અરે !... ભાઈબંધ ખેતરમાં હું કરે છે ?

રામજી : ભાઈ ! તારે તો લેર સે.

શામજી : તો વરી તારે હું દુઃખ સે.

રામજી : દુખની વાત જવા દે, એ વાતા તો હું અને મારી માં જ જાણે સે.

શામજી : એવું બધુ હું આભ તુટી પડ્યુ તે આમ બોલે સે.

રામજી : દુખ એ તો માનવીનું જીવન રહેસ-નહેસ કરનારુ સે, એ તને ની હમજાય.

શામજી : આપણી તો આદિવાસી પ્રજા છે, અને એનું દુખ ના હમજાય એવું બનેજ ની.

રામજી : શામજી તારે દુખ જોવું હોય તો આ મારા ખેતરના સેડે આંબાના ઝાડ દેખાય સે ને એને જોઇને ખબર પડહે.

શામજી : આંબાના ઝાડમાં હું જોવાનુ સે ? મને તો કંઇ ખબર પડતી નથી.

રામજી : ભાઇ!... આપણે થોડુ ભણ્યા તો હાથે અને ભણવાનું બંધ પણ હાથે જ કર્યુ હતુ તુ શહેર તરફ ગયો ને હું ગામડામાં બાપ દાદાના ધંધે વળગ્યો.

શામજી : હા યાર, હુ શહેરમાં ગયો એટલે પેન્ટ પહેરુ છુ અને ગામડામાં રહ્યો હોત તો આ તારા જેવી લંગોટી પહેરવા મલત.

રામજી : અરે !. ભાઇ એ લંગોટીમાં છેને આ તારા પેન્ટમાં નથી લંગોટી અને પાઘડી એ તો આપણા સમાજની ઓળખાણ સે.

શામજી : પણ ભાઇ!... આ આંબા જોઇને ખબર પડી જહે એમ કેતો એ મને હમજ ની પઇડી.

રામજી : તો હાંભળ ભાઇ!... આ આંબાને જીવવા માટે પાણીની જરૂર હોય છે, અને એ પાણી જમીનમાં હોય તો હમને એ આંબાનુ ઝાડ હુકાય ની. અને જો પાણી હોત તો આપણા ખેતરા કેવા લીલાસમ હોય પણ તુ નજર તો નાખ? આપણા ભાઇઓના ખેતરા ઉપર બબ્બે કીલો મીટરના ઘેરાવામાં તને છોડ સરખોય જોવા મલે સે ?

શામજી : છોડ તો શું પણ ઝાડનો હવે તો ખોળો નીકળવા આવ્યો સે પણ ભાઇ હુ કરુ, કોમ જ એટલું બધુ હુતુ તેમા હુ આટલા વરહો રોકાય જ્યો, મને ગામમાં મારા ઘેર આવવાનું ઘણુ થતુ પણ શેઠ લોકોની વાત કંઇક જુદી જ હોય સે, પણ, ભાઇ મારા ઘરના તો હેમખેમ સે ને?

રામજી : હા ભાઇ, તારા ઘરના તો હેમ ખેમ સે જ, જે હુકો રોટલો મલે સે એ ખાય સે ને દાડા કાઢે સે, આપણી તો દશા જ બેઠી, તારા ઘરનું તો તુ આવ્યો સે એટલે હેમખેમ પાર પાડીશ, પણ મારી શુ હાલ થશે?

શામજી : હારુ ભાઈ હમણા તો હું ઘેર જઉ છુ, આપણે હાંજે તારા ઘેર મલહું.

રામજી : મા હું ખાવાનું બનાવ્યુ? મને ભુખ ઘણી લાગી સે.

મા : હાંડલામાં સાસને સુકો રોટલો પડ્યો એ ખાઇ લે.

રામજી - મા તુ ખાધુ? ચાલ આપણે થોડુ થોડુ ખાઇ લીયે.

મા : તારો બાપ મરી જ્યો તારનુ આપણને હકનો રોટલો પણ નથી મળતો.

રામજી : મા પણ હુ કરવાનુ ? મારો બાપ મરી ની જ્યો હોય તો મે થોડુ આગળ ભણત, મારો બાપ જીવતો હોય તો મને આગળ ભણાવત, પણ એમના ગયા પછી તારા દાગીના પણ ગીરવે મેઇલા અને એમનુ બારમુ તેરમું કઇરુ.

મા : પણ ભાઈ તુ તો હલકો કે વાઇ તારે આ ઉંમરમાં હરવા ફરવાનું હોય પણ તુ હમણે મજુરી કરવી પડે સે.

રામજી : મા, મારા કરતા તો તુ વધારે મજુરી કરે સે, મા હવે હુ તને મજુરીની કરવા દમ.

મા : મજુરી ની કરીએ તો ખાહુ હુ? બે વરહોથી ભગવાન પણ ઉતર્યો ની, તેમ વરહાદનું એક ટીપુય પડવા દીધુ નથી, આ આપણા બળદ હાથી જેવા હતા, એ પણ મરવા પડ્સા સે, આ ભુરી ભેંસ પણ દુધ આલતી બંધ થીજી. આ દુકાળ તો છપ્પનીયા કાળ કરતા આકરો થઇ પડ્યો સે, ખાવા માટે આપણા ખેતરો ગીરવે મુક્યા હવે તો બે ખેતર અને આ ખોલકી જ હવે તો કોઇ માર્ગ દેખાડે.

શામજી : (આ બંન્નેમા દીકરા વાત કરતા હતા ત્યારે એનો મિત્ર ઘર પાછળ આવીને વાતો સાંભળતો હતો) ભાઇબંધ, આટ-આટલુ દુખ પડે સે પણ મારા ઘરની સ્થિતી પણ તારા જેવી હતી તો તુ કાગળ લખીને, મને કેમ ના બોલાવી લીધો? તુ તો મારો લંગોટીયો મિત્ર હતો.

રામજી : તુ તો મોટો સાહેબ તીજ્યો ઓહે, એટલે મે કાગળ ના લખ્યો પણ તુ કેમના કાગળ લખ્યો તુ શુ નાનો થઇ જવાનો હતો?

શામજી : અરે!... સાહ્બ ક્યાંથી હું તો ત્યા કડીયા કામ કરુ છું,

મા : તો તો બેટા મારા સોરાને લઇ જા ને મારા સોરા ભઇ કડીયા કામ એના બાપા એ શીખવાડેલુ સે.

શામજી : હા કાકી લઇ જાવ તો ખરો પણ તમારુ અહીયા શુ થશે?

મા : હા બેટા પાહેના ગામમા પેલા નારસીંગભાઇની સોરી પેલી કમતી એના હાથ વિચાર સે, એમની પણ આપણા જેવી જ દશા છે, આ દુકાળ તો બધા જ જીવો ને હુકવી નાખ્યા.

રામજી : મા હું તને કહી દઉ હમણા તો હુ નાનો છુ બે-ચાર વરહો પછી લગનની વાત કરહુ હમણા તો મારે કમાવવું સે.

મા : તારી જેવી મરજી.

શામજી : હારુ તારે આપણે કાલે સવારે વેલા નીકળહુ, તુ તૈયાર થઇ રેજો, બરોબર કાકી? હારુ તેર આવજો.

રામજી : મા, તને મેલીને જવાનુ જીવ નથી ચાલતો, તને ઘરડાં ઘડપણમાં હુ તને સુખ પણ નથી આપતો ? કેવા દાડા ઉભા થીયા, આ મારુ જીવન ?

મા : જો બેટા ઘરની કે મારી જરાય ચિંતા કરતો નહી, ભગવાન બધુ આલહે, પણ બેટા તારી પાસે ભાડાના પૈસા સે ?

રામજી : હા મા મારી પાસે ઉસીના સામજી પાસેથી બસ્સો રૂપિયા લીધા, એમાંથી આ હો રૂપિયા લે તારે ઘરમા કામ લાગહે ને હું તો શહેરમાં ગમે તે કરીશ.

મા : હારુ બેટા, હવે તુ હુઈ જા, રાત પડી જી સે, પાસે હવારે વેલો ઉઠવુ પડશે.

રામજી : હારુ મા હું હુઈ જઉ છુ, પણ તુ હો હુઈ જા મા,

મા : ઓ ! બેટા, રામજી ઉઠ, હમણે શામજી આવી જહે, પાણી ગરમ કરીને નાઇ લે.

શામજી : અલ્યા રામજી તુ તો તીયાર થી જ્યો ને? ચાલ હવે નીકળીએ, નંદુડી અને કેશવ ટેશને વાટ જોતા હશે.

રામજી : અલ્યા તુ તો આખી ટુકડી લીધી સે એવું લાગે સે.

શામજી : ભાઇ, આ સીજનમા ઘેર કસુ કામ નીમળે, એટલે મારી ભેગા આવે તો પચ્ચી રૂપિયા કમાયને ?

રામજી : હા ભાઇ ચાલો તારે

મા : બેટા રામજી, સમજી જેમ કે એમ કરજે, સેરમાં તો કોઇ દાહડો તુ જ્યો નહી, એટલે તુ તારુ ધ્યાન રાખજે, અને આ લે કમજી કાકા પાહેથી દોરો મંતરેલો સે, તને શેરમા કસુ ના થાય એના માટે મંત્રાયો સે, આને કોટમાંથી નીકળવાની દેતો, અને સમજી મારા સોરાનુ ધ્યાન રાખજે (એમ કરતે એની માની આંખમાથી આંસુ ટપક્યા)

રામજી : હારુ મા, રડ ની હુ આપણી સ્થિતી જરુરુ હુધારીશ, આવજે મા અને તારુ ધ્યાન રાખજે.

સમજી : હારુ કાકી મારા ભઇ જેવો રામજી સે એને હુ હાથે રાખીશ. તમે તમારો જીવ કઠણ કરો, આવજો કાકી.

મા : આ બન્નેની પુઠને જોતી રહી અને મિત્રો શહેર ભણી જાય સે.

સમજી : આ બન્ને મિત્રો વાતો કરતા કરતા સ્ટેશને આવી જાય સે, અને રામજી, કેસવ, નંદુડી ત્રણે સ્ટેશને બેહે સે.

કેસવ : અરે !... ભઇ જબરી વાર લગાડી સે. એક બસ તો નીકળી જીહે.

સમજી : એ તો બીજી કોઇ અહે હવે વડોદરા વાળી બસ તો આવહે.

રામજી : અલ્યા ! અવાજ હંભળાય સે કંઇક આવે સે (એમ કરતા એની નજર દુર રસ્તા ઉપર નાખે સે અને કે સે ભાઇ બસ આવે સે.

સમજી : એ જ બસ અલ્યા, તમારા બિસ્તરા પોટલા હંભાળો.

રામજી : બધા મિત્રો સાથે પોતાનો સમાન લઇ બસમાં ચઢે સે.

સમજી : બધાની ટીકિટ હું લઉ છું.

કંડકટર : એઇ હું તમારા બાપે વચમાં દાટી મેલ્યુ સે ? મારા હાળા વચમાં જ ઉભા થઇ જ્યા એઇ પાછળ જા નથી ખબર પડતી? મોટા માણહો બેઠા સે પાછળ જા, નકન ધક્કો મેલીને પાછળ કાઢવો પડશે. મારા હાળા નાયા ધોયા વિના આવી જ્યો અઇ.

રામજી : ભઇ આપણે તો પાછળ ખસો, આ લોકો જગ્યા સે તે છતાં આપણને ની બેહવા દે. આ તો આપણું જ કરમ ફુટેલું કેવાય.

કંડકટર : એઇ... બુડથલ ના બળદીયા આગળ આવો સ્ટેશન આઇગ્યુ સે તે ઉતરાતુ નહી, હાળો પાછળ ઉભો

સે તે પાછળ ની અવાતુ હોય.
સમજી : ચાલો આપણે બધો સામાન લઈને નીચે આવો.
રામજી : કે પાહે જવાનુ સે ભઈ ? મને તો ની ખબર પડતી?
સમજી - ઓલુ ત્રણ માળવાળુ મકાન બને સે ઈમા આપણે જવાનુ સે. (બધા જાય સે )
સુપરવાઈઝર દીનુ : કેમ છો સમજીભાઈ આવી ગયા ને? આ બધા માણસો આપણી સાઈડ માટે લાઈવા છો ને? એમને બધુ સમજાવ્યુ ? પગાર, કામે કેટલા વાગે ચઢવાનુ તે.
સમજી : હા સાહેબ બધુ હમજાવી દીધુ, પણ સાહેબ આ રામજીભાઈ ને પણ કડીયાકામ આવડે સે.
દીનુ : કોણ સે એ માણસ?
રામજી : હું છુ એ માણસ.
દીનુ : હારુ, તુ નવો નવો સ તો તને હાઈટ રૂપિયા મલહે, કેસવને ચાલીહ રૂપિયા ને આ સોરી તરીહ રૂપિયા પસી કામ જોઈને વધારીશ.
સમજી : સાહેબ, આ બધાની મેનત ચાલતી હોય એ પૈસા તો કરી આલો?
દીનુ : ધંધામા ન હાલે જે હું કહું છુ એજ મલશે, અને હા તમારે રેવા માટે આજ રૂમનો ઉપયોગ કરવાનો.
સમજી : ભઈ સમજી આવી બધી ગંદકીમાં ઉપર રહીએ હારુ થાય.
સમજી : સાહેબ જે કે એમ કરવાનુ, આ માણસ ખરાબ સે, એ કેય એટલા વાગે કામે લાગવાનું.
સમજી : હારુ ભઈ (એક વાગ્યા પછી કામે લાગે સે)
દીનુ : અલ્યા કામ બરાબર કરો કામચોર મારે આટલુ કામ પુરુ જોઈએ.
સમજી : સાહેબ તમે કહો છો એમ કામ કરીએ છીએ બપોરે ખાવાના ટાઈમમાં પણ અડધા કલાકની રીશેષ આલો સો તો પણ અમે કંઈ બોલતા નથી.
દીનુ : એઈ ચુપ કર મોચા સાહેબને કઈશ તો તને કાઢી મુકશે, કામ બરોબર કરવું નહી ને ઉપરથી દાદાગીરી કરે સે.
સમજી : અમે કામ ની કરીએ? કામંના ભારણમાં અમને વેતન નથી મળતુ. અમે અમારા ટાઈમ પ્રમાણે કામ કરશું.
દીનુ : કામ ના કરવુ હોય તો નીકળી જાવ, તમારુ અહીંયા કામ નથી. આટલા દિવસનો પગાર પણ ની આપુ.
સમજી : મિત્રો ગમે તેમ કરીને કામ કો કરવું પડશે. ન કા પંદર દિવસનો પગાર ની આપે, આપણે આટલા બે દાડા વધારે કામ કરીએ.
કેસવ : હારુ ભઈ, તારે તારુ કહેલુ માનું છુ આ બહારનુ પ્લસ્ટર પુરુ થઈ જાય પછી આપણે બીજી સાઈડ પર જતા રહીશું.
દીનુ : રામજી, તારે બહારનું પ્લાસ્ટર થોડુ બાકી છે, એ કરવાનુ, પેલા લોકો માલ બનાવશે, પછી કામ ચાલુ કરજે.
સમજી : પણ સાહેબ, બહારનુ પ્લાસ્ટર કરવામા મને બીક લાગે સે.
દીનુ : એમાં શુ બીવાનુ? આ જ તને પગંચ રૂપિયા વધારે આલી દઈશ. હવે કામ ચાલુ કરો.

સમજી : કેસવ, માલ જરા કડક બનાવજે અને અંદરથી જ થોડુક વધારે પાણી નાખજે.
દીનુ : હવે ચાલુ કરી દો.
સમજી : કામમાં ધ્યાન આપે છે એક બાજુ પ્લાસ્ટર કરે છે અને મનની અંદર જે એની મા યાદ આવે સે.
દીનુ : કામમાં ધ્યાન આપ, આ કેવુ પ્લાસ્ટર થાય સે. જો જો જરા ધ્યાન આપ.
સમજી : કામમાં ધ્યાન આપે સે અને ઉપર જોવે સે પણ અચાનક ચક્કર આવતા તે સેજ પાછળ પગ મુકે સે અને લપસી પડે સે લપસતાની સાથે જ તેના મોમાંથી ઓ મા... એવા શબ્દો નીકળે સે થોડીક ક્ષણોમાં બધા પાલખના બંબુઓ વીજતો વીંજતો નીચે પડે છે.
દીનુ : આ બનાવ બનતાંની સાથે પેલા કામ કરવા વાળા અને નીચેથી બધા માણસો ભેગા થઈ જાય છે, અને સમજીને જોવે સે. સમજીના શરીરે ઉઝરડા તથા લોહી પણ નીકળે સે અને હુકા લાકડા જેવો થઈ જાય સે.
કેસવ : ભાઈભાઈ ઉઠ, અમે તારી મા ને જવાબ હું આલહું, ઉઠ... એટલામાં શામજી આવી જાય છે ત્યારે કેસવ કહે છે જોને શામજી, સમજી ઉઠતો નથી.
દીનુ : તમે આઘા ખસો, અલા એ શામજીને દવાખાને મોકલી દે, એઇ તમો કામે લાગી જાવો અહી તમારુ કામં નથી.
શામજી : સમજીને દવાખાને લઈ જાય છે.
ડૉક્ટર : શું થયુ છે?
શામજી : કામ કરતા પડી ગયો
ડૉક્ટર : આને પોલીસ કેસ કરવો પડશે, પછી જ આને દવા આપવામાં આવશે.
શામજી : હમણા દવા ચાલુ કરી દો તો, હારુ સાહેબ આને કંઈ થાય નહી ને? એની માને હુ જવાબ આલીશ?
ડૉક્ટર : તારે જે જવાબ આલવો હોય તે આલજે મારે શુ?
શામજી : (પોલીસ સ્ટેશને જાય સે) સાહેબ મારો કેસ નોંધી લો.
ઇન્સ્પેક્ટર : હમણાં બેસ, દેખતો નથી હમણા મારે કેટલુ કામ છે.
શામજી : સાહેબ મારા દોસ્તને વધારે વાગ્યુ છે, એટલે દવાખાને દવા કરવા આવ્યો પણ ડૉક્ટર કહ્યુ કે પોલીસ કેસ હોવાથી અને લોકોના જવાબ પછી જ દવા કરીશ.
ઇન્સ્પેક્ટર : સારુ હુ એક કલાક પછી આવુ છું.
ડૉક્ટર : પોલીસ સ્ટેશને જઈ આવ્યો?
શામજી : હા સાહેબ.
ઇન્સ્પેક્ટર : હલ્લો ડૉક્ટર સાહેબ, હલ્લો કોને વાગ્યુ છે?
ડૉક્ટર : કોઇક બિલ્ડીંગ ઉપકથી કામં કરતા પડી ગયો છે.
ઇન્સ્પેક્ટર : આની જોડે કોણ છે?
શામજી : મે છુ સાહેબ.
ઇન્સ્પેક્ટર : કોના મકાનમાંથી પડી ગયો છે.
શામજી : હીરાલાલ શેઠના મકાન પરથી પડી ગયો સાહેબ.

ઇન્સ્પેકટર : હાં હીરાલાલ શેઠના મકાન પરથી? સારુ, ડૉક્ટર સાહેબ હવે દવા કરી શકો સો. એકદમ નોરમલ કેસ છે.

ડૉક્ટર : આ ભાઇને ફ્રેક્ચર થઇ ગયુ છે, એક મહીનાની અંદર સાજો થઇ જશે, આ પાટો દસ દિવસ પછી બદલાઇ જજો સાધરન ક્રેક છે, ક્ય ચીંતા કરવા જેવી નથી, હવે તમે જય શકો છો.

શામજી : શેઠ પાસે જાય છે, અને શેઠને કહે છે કે સાહેબ શામજીને કહે છે, તમે એને ઘેર લય જાવો એ માણસ હવે મારે શુ કામનો, કઇ થાય તો મારે પાછી ઉપાધી એના કરતા તમે ઘેર લઇ જાવો, લો આ ૨૦૦૦ રૂપિયા.

સમજી : શામજીભાઇ હુ મારી માને હુ મોઢુ બતાવીશ.

શામજી : ભાઇ, લખ્યાલેખ મિથ્યા જવાના નથી, આજ પછી આપના ગામ નો કોયપણ માણસ શહેરમાં મજુરી માટે નહી આવે, એટલુ તો લખી રાખજે અને બધા ગાડીમા બેસી જાય છે.

કેસવ : મિત્ર, પણ આપણે ઘેર શું જવાબ આપીશું.

સમજી : કેસે કઇ નહી, જે થવાનુ હતુ તે થઇગ્યુ પછી શામજીના ઘર આગળ ગાડી રહી.

માં : બેટા, હુ થઇ જયુ, તુ તો મારો આધાર સે, એટલુ જ બોલાયુ.

સમજી : કાકી થોડુ વાગ્યુ સ. મહીના મા સારૂ થઇ જસે, અને આલો બે હજાર રૂપિયા.

સમજી : મિત્ર આબે અરજી છે એ તુ પોસ્ટ કરી આવીસ.

સમજી : હા મિત્ર, પણ આ શાની અરજી છે.

સમજી : આ પટાવાળા ની અરજી છે અને એમાં જો મેળ પડી જાય તો સારુ.

સમજી : હારુ, હુ અરજીઓ પોસ્ટ કરીને મારા ઘરે જઇસ.

મા : બેટા હવે તનેહારુ લાગે સે. એટલુ હુ ખેતરમાં જઇઆવું.

રામજી : હારુ મા.

સમજી : ભઇ તારી આંટ આટલી અરજીઓ કરવા છતા કોઇ જવાબ આવતો નથી. આ સરકાર તો જેની લાગવગ હોય એનીજ અરજીઓ ધ્યાનમાં લેસે, આપણા ગરીબ માણસો મે તો તણખલા મે તોલે ગણે છે.

રામજી : આપણા ગામમાં તેજગઢથી પેલા બે ભાઇયો આયેલા, અને કેતા કે મંડળીઓ બનાવો તો ગણોજ લાભ થહે, એ ભઇ બીજી વખત આયેલા.

મા : ના નથી આવ્યા, પણ કેવાય સે કે એ સંસ્થા હારુ કામ કરે સે, આ જોને આપણા ગામમાં કેવો બદલાવ આવવા માંડ્યો સે.

રામજી : હારુ તાર માં આપણા ગામમાં પેલા નારાયણ અને નગીન આ ભંડોળ ફળિયા ચલાવે છે. તો એને પુછીને આપણે ભંડોળ ફળિયામાં નામ નોંધાવશુ અને મહિને મહિને બચત કરહુ.

મા : હારુ તાર, બેટા તારી જેવી મરજી.

રામજી : એ રામ રામ નારાયણભાઇ.

નારાયણ : અરે! રામજી આ બાજુ કઇથી ભુલો પડ્યો? અને ભઇ તને હારૂ તો થઇગ્યુ ને?

રામજી : હા ભઇ, લખ્યાલેખ તો મીથ્યા થવાના નથી.

નારાયણ : એ બધી વાત જવા દે, હું કામં પડ્યુ?

રામજી : તમારે પેલી ભાષામાં સ્કીમો સાલે એની થોડી માહિતી જોઇએ સે.

નારાયણ : હ...હ..., ભંડોળ ફળિયા, માળી બેંક, બી.પી.એલ એની માહિતી જોયે છે.

રામજી : હા ભાઇ આ ગરીબી તો મારા કેવા હાલ ર્ક્યા છે. અને તમો તો કવુ સારુ કામ કરો છો. આપણા આદિવાસી પ્રજાના તમો ઉધારક કહેવાય અને ભંડોળ ફળિયાની તો મને ખબર છે, પણ બી.પી.એલ શુ છે?

નગીન : બી.પી.એલ એટલે ગરીબી રેખા નીચે આવતા માણસો એમને સરકાર તરફથી સારો એવો લાભ મળેસે આની અંદર પણ મહીને ૨૫ રૂપિયા ની બચત કરવાની એટલે એકબાજુ તમારી બચત વધસે આ મંડળીમા તમારે દશ સભ્યો ઉભા કરવાના અને એની અંદરથી જ પ્રમુખ અને મંત્રી જે સભ્યો નક્કી કરે તેને નીમવાના. તમારા પૈસા તમારા ખાતામાં જમાં થશે. છ મહીનાની બચત પછી સરકારશ્રીની યોજનામાંથી રીવોલી ફંડ તરીકે ૧૦,૦૦૦ રૂપિયા ફાળવામા આવે છે પણ તમારા હપ્તા દર મહિને નિયમીત રીતે ૧ થી ૫ તારીખમાં બેંકમા જમા કરાવાના હોય છે, આ રૂપિયા તમારા ખાતામાં જ જમાં થતા હોય છે. આ રૂપિયામાંથી કોઇને તાત્કાલીક જરૂર પડી હોય તો જે મંડળી વ્યાજ નક્કી કરે તે મુજબ ભરવાનુ રહે છે, એટલે એકબાજુ બચત થશે તો બીજી બાજુ ધંધા માટે લોન મળે છે. એ રૂપિયા જે તે ગ્રુપને મળશે તે જે મંડળીના સભ્યો હોય તેમને સહિયારો ધંધો કરવાનો રહે છે, શાકભાજી, ડેરીઉદ્યોગ, વાસકામ, બાંધકામ, કૂવો એન્જીન પાઇપલાઇન આની અંદર પચાસ ટકા પાછા ભરવાના રહે છે.

રામજી : તો ભઇ બહુ સારુ મારો નંબર છે, એમ નારણભાઇ કહેતા કેમ બરોબર છે ને.

નારણ : આ સાચુ છે. કાકા

નગીન : પણ કાકા તમારા ફોટા જોસે.

રામજી : એતો હુ આપુ શું.

નારણ : વારલુ કાકા,

રામજી : નગીન તથા નારણ મને પગે સારુ થઇ જસે ત્યારે હુ પણ આ કામમાં જોડાઇશ.

નગીન : હારુભાઇ.

રામજી : વારલુ તારે ભાઇ મારે ઘોર મોડુ થાઇ છે.

નગીન : હારુભાઇ આવજો અને કાલે તમે મને મળજો.

રામજી : એ હારુ ત્યારે આવજો.

# ઢોલ અંકના અભિપ્રાય

ઢોલ નોમની ચોપળી એ આદિવાસી મેં ભેગા વાળવાનું અન અગોળ કરવાનું કોમ કરી રેલું સે. તે આદિવાસીઓને લીધે ઘણી મોટલી વારૂત સે. જૂન અમૂક આદિવાસીઓને લાજવાનું કોમ લાગતું હોહે જે લોકું થોડુક ભણીકને શેરોમે જાય સે. અન જી-રેલા સે તે દીયા વગેરના શેરિયાની વચમે પુતાની જાતને આદિવાસીની મેં એમ હમજીન શેરોમે રહીકને પુતાના સમાજને ભુલવાનો ગુનો કરી રેલા સે. રીતું રિવાજોથી છેટા રેવાનો ગુન્હો કરી રેલા સે. એવા આદિવાસી લોકુ સમાજને લીધે ગુન્હાવાળા સે, એયા લોકુને લીધે આઇ સોપડી એક લાફા બરોબર હોહે, અન જે લોકું હમણે પુતાના સમાજથી ભૂલી પડતા લોકું હેક ઓંગળી દેખાડે સે, આયા ભૂલી જેલા લોકુને આ ચોપળી હેક વારૂત હુધી વાટ જેવીક લાગે સે.

જેમ લોકુ હમણાં આદિવાસી સે. એ વાતુ ઘણીક વારૂત સે. એયા લોકુની નજરમે આયી ચોપળી મોટલા ચોપડા જેવીક લાગ હે કારણ કેઆયા ઢોલ ચોપળી પુતાના આદિવાસીની વાતું, વાતરાઓ, રિતરિવાજો, ગીતું, ઈતિહાસ આજે ભારત દેહના ઘણાક રાજમે વોચવા આલવા મેં કોમમે આવે સે. જે બીજી જાતુના લોકું પુન વોચે છે. અન આદિવાસી વિહે આઇ સમજણ જોનના પિયા પછેન બીજા જાતુના લોકુ આપી ચોપળી વોચીને આદિવાસીને ભાળવા લાજ્યા, એવી કોઇ નાનલી વાતુનીમે એવી વાતુ આદિવાસી વિહે જબરી મોટલી વાતુ સે,

પુન આહ્યુ બધુ હોના લીધે થીયુ? ચોપડી પેર ભાશા હંહથાનું નોમ વોંચહે તેર ખબેર પડહે, આઇ હંહથા કંઇ 'ઢોલ' ચોપડી બાર પાડતી એહી નીતે બીજો કોમું પુન જબરી કરી રેલી સે. એવી વાતુ કરવા મારી હંગાથ કોઇ શબ્દે નીમરે,

આઇ 'ઢોલ' ચોપડી આઠ ભાશામે બાર પાડતી હોવાને લીધે, આહે-આઠ આદિવાસી સમાજ એક બીજાનું જોનતા થીયા. અન આઇ 'ઢોલ' આદિવાસી ભાશામે બાર પાડવાથી જબરી મોટલી વાતુ સે. કારણ કે આજે મરી-મટવા આવતી આદિવાસીની બોલી કઇક કરીક ને ચોપળી મે સપાતી થીઇ, જેથી પછોડ ાવતો મોનહું પુતાની બોલી ઇચાદ રાખહે, 'ઢોલ' ચોપળી હુ લી રેલી સે. એક આજે ની પુન વહરો પછેન ઇનું જોનવા મલહે.

'ભાષા કેન્દ્ર' નોમની હંહથા આયા એક ઘણું અવ્વેલ કોમ કરી રેલું સે, આયા ઢોલ ચોપળીમે આવી જ રીતે આદિવાસીઓનું લખાતું- છપાતુ રેહે તો આદિવાસીને પુતાની હંહકૃતિ ભુલવા ની એ. વિહવાહથી કેય રેલો હું, આવા ઢોલ ચોપડી બીજી રાજ મે જહે તો વોચહે. પુન ઓહે ગોમડે-ગોમડે જોહે તેર બધા આદિવાસીઓ જોનતા થાય એહી આશા રાખી સે.

રાઠવા વસંતભાઇ ગોસલાભાઇ

તેજગઢ. (ટીંમલા ફળિયા)

'ઢોલ' ચોપળીનું નોમ હોંભળતા વિચારવા લાજ્યો, ચોપળી મે હોહે હું, ઢોલ? ઢોલ ચોપળી ખાલીકને ભાળીયું તેર ઘણું અવ્વલ લખીકને છાપલું હોયલું, અન લાગી આયુ કે ઢોલ ચોળીમે આદિવાસીની તો કોય ગોમડોની હમજણ હોહે.

ઢોલ વોચતા ખબેર પડી કે નોનલી હરખી ચોપળીમે આદિવાસીની અલેગ-અલેગ જાતુની, દેહોની વાતુ જોનવા મલેસે. પુન બિન આદિવાસી જેમુને તેમુનુ ભોળપણું, રહેવાનું, અન લોકુંખરેખર મોને સે, તેહ્લા ખરાબ આદિવાસી ની મરે, તે આખી ઢોલ ચોપળી બતાવી દેહે, અન હાચી વાતુ હંભળા હે,

મે કમ તેમ આઈ ચોપળીઓ અતાર હુધી કોઈ મોનહે કે કોઈ હંહથાએ અતાર હુધી આવી 'ઢોલ' જેવીક ચોપળીઓ બાર પાડેલ નીમરે,

હાવ કશું ની લખતો, કારણ કે 'ઢોલ' ચોપળી જ કોઈ વધાર કહેવાોગી રેલી સે, તે હાચલું સે.

રાઠવા નારાયણ
(હરદાસપુરવાળા)

'ઢોલ' ચોપળી ભાશા હંહથા બાર પાડે સે. એઈ ખરેખર આદિવાસી વિહતાર માટે ઘણું વારલુ સે, તેમો કોમ કરવાવાળું મોનહું, ડૉ. ગનેહ દેવી, મહાશ્વેતા દેવી, ભગવોનદાસ પટેલ, કોનજી પટેલ, અરૂણા જોશી અન ભાષા કેન્દ્ર મે ભનતા આદિવાસી ભાષા, ખરેખર આ ચોપડી વોચવાથી, હાંભળવાથી અન નવલી ભાશામાં હાભળવા મલે સે તે હાચી વાતુ સે, આદિવાસીની સંસ્કૃતિ, રિતુ-ભાતો હારા પ્રમોનમે એક નવલી વાતુ કરવામે આવે સે,

પુન ઢોલ ચોપળીમે વાતરા હંગાથ ફોટું આપવા મે વધાર આવે તેર હોના મે હુંગધ મલે, એમ થાય અન જે આદિવાસી મોનહું અગર સે એચા ફોટુથી એમની પુરાની ભાશા ભાળી હકહે, અન વધાર ભાષા કેન્દ્રમાં હસાહે.

ભાષા કેન્દ્ર એક એવો ભેગો સે તે સમાજને હેકતાંતને બોધશે ની કે ફાગી પુડવા અન ભાશા ઢોલ ચોપળીની વાતુથી બધાને આદિવાસી ભાયું અન એચાનો રિતુ-રિવાજુમાં હોહે પુન વધાર અવ્વલ ભાળવા મલહે.

ઢોલ ચોપળીમે બદલવા મોટે ખરેખર તેનાની બોલીમે લખવાની હંગાથ-ચિત્રો, ફોટુઓ આલવામે આવહે તેર વધાર ભાળવા મલહે.

ઢોલ ચોપડી વધાર વોચાળવા વધારને વધાર થાય તેમ મોટે આખા દેહની મચ આવલા આદિવાસીની ભાશાનો પેહ્લો ભાળીન લખવા આપવામાં આવે સે.

શૈલેષ પટેલ
(મુ. પો. વાંકોડા)

'ઢોલ' ચોપળી હેક આદિવાસી હમાજની ઓળખોળ કરાવતુ સાધન સે. ખાસ કરીકને આદિવાસી લોકુમે અવ્વલ અને નીઅવ્વલ ના પ્રસંગે મે ઢોલ વગાડવામે આવે સે. આવા વગાડવાના અવાજ હાંભળવાની હંગાથે જ આદિવાસી લોકુ શોના ઢોલ વગાડવામે આયવા તે તેમુને ખબેર પડી જાય સે. અન હમજી જાય સે. જો ઢોલ ચોપળી બાર પાડવામે આવે તો આદિવાસી લોકુ જબરૂ અલેગ-અલેગ હમજી હકસે.

'ઢોલ' ચોપળી વોચવાથી મુને એવો મૌન હોહે કે આદિવાસી સમાજ મે એવી ચોપળી બાર આલવા મે આવે તેર તેઓ વોચીને ભાળે અન ભણતા પોરીઆ વોચી હંભળાવ હે. પુતાના જીવવાનીમચ ઘણોદ ફેરફાર લાવી હકે સે. આદિવાસી બોનો અન લોકો વિહારી હકે સે. હમારુ લોકુ જબરી પ્રકારની કારીગરી, કલા, હમારી સમાજની રિતુ-રિવાજુ પ્રશ્નોને સાંસ્કૃતિક, ધાર્મિક શક્તિયું રેલી સે.

ઓમ આદિવાસી લોકુને પુતાના જીવવાની વારૂત હમજાય જાય સે. અન પુતાનામાં કોમ કરવાની આવડત કરીકને જીવવાને હારૂ અન મજાનું બનાવી હકે સે.

રાઠવા મનહરકુમાર જલુભાઇ
મોટી-અમરોલ



આદિવાસી બોલીઓનું ઢોલ સામયિક ભાષા કેંદ્ર તરફથી પ્રકાશિત કરવામાં આવે છે. રાઠવી, કુંકણા ડાંગી, દેહવાલી, પાવરી, અહિરાણી, ડુંગરી ભિલી, પંચમહાલી ભિલી, ભાંતુ, ચૌધરી અને ગોર બંજારા એવી દસ ભાષાઓમાં ઢોલ પ્રસિદ્ધ કરવામાં આવે છે; અને વધુ ને વધુ બોલીઓને આવરી લેવાનો અમારો પ્રયાસ રહેશે. ઢોલની રાઠવી આવૃત્તિના તંત્રી છે નારણભાઈ રાઠવા, હેમસિંગભાઈ રાઠવા અને ચેતનભાઈ રાઠવા, જે છોટા ઉદેપુર વિસ્તારમાં સામાજિક સુધારમાં કાર્યરત રહેલા છે અને 'આત્મનિર્ભરતા એજ વિકાસ'નો સંદેશ ફેલાવી રહ્યા છે.

'ચૈતન્ય મકાન', આદિવાસી અકાદમી, તેજગઢ.



for social transformation

પ્રકાશક : ભાષા સંશોધન-પ્રકાશન કેંદ્ર, વડોદરા; મુદ્રક : આકાર ઑફસેટ, વડોદરા; ISSN : 0971 9156... 97